# 卐 કૈલાસપતિ 卐

પરમહંસ શ્રી હંસદેવ અવધૂત

: અનુવાદક :

રમણીક એ. મહેતા

ખ્રિસ્તાબ્દ ૧૯૩૪ .·. વિક્રમાબ્દ ૧૯૯૦

મૂલ્ય રૂ. ૧ાા

# પ્રસ્તાવના

એક પ્રાચીન સૂક્તિ છે:

गङ्गा पापं शशि तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापंच दैन्यंच हरेत् साधुसमागम ॥

આચાર્યકુલચૂડામણિ ભગવાન શંકર કહે છે કે,

क्षणमपि सज्जनसंगतिरेका ।
भवति भवार्णवतारण नौका ॥

સંતપુરુષનો સમાગમ જીવનના સ્રોતને સુદિશામાં પલટાવવા સમર્થ છે. એક એવી સુહાગી પળ જીવનમાં આવે છે, જ્યારે તે સંતસમાગમથી મંગલકારી પલટો ખાય છે. ઇતિહાસમાં આનાં દૃષ્ટાંત મળી આવે છે. નવયૌવનાનું પાણિગ્રહણ કરવા નીકળેલો નવયુવક, સાધુસમાગમથી-એક ક્ષણના સમાગમથી-પોતાના વિચારમાં પરિવર્તન અનુભવતાં, સાધુજીવન ગાળવાના દૃઢ-નિશ્ચય પર આવી ગયાની વાત સહુને અવગત હશે. ગુજરાતનો ભક્તકવિ ચારણ ખુશાલીરામ એક સામાન્ય અમલદાર હોવા છતાં, ઇડરનરેશની સ્પર્ધામાં ઉતરી, રાજવૈભવનું વિલાસી જીવન ગાળતો હતો. સાધુ ગુલાબભારતીના, એક ક્ષણના સમાગમથી, તેના જીવનને કેવો પલટો ખાધો, તે મધ્યના ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાં ઉજ્જવલ અક્ષરે કોતરાયલી છે. પ્રકૃત સાધુજનોનો એવો પ્રબળ પ્રતાપ હોય છે.

જે સંતપુરૂષનો સદુપદેશ આ પુસ્તકમાં ગ્રથિત કરવામાં આવ્યો છે, તેમનાં દર્શનનો પ્રથમ લાભ આજથી ત્રણેક વર્ષ પર મને પ્રાપ્ત થયો હતો. ત્યાર પહેલાં એક બ્રહ્મક્ષત્રિય મિત્રે તેમનાં દર્શન માટે સૂચના કરી હતી. શ્રી બાબાના ભક્ત રા. રા. ન્હાનાભાઇ લલ્લુભાઇ દેસાઇએ પણ તેમ કરવા આગ્રહ કર્યો હતો; પરંતુ, પ્રમાદને લીધે કે કમભાગ્યને લીધે, એ સુયોગ સત્વર બની આવ્યો નહિ. શ્રી બાબાની સ્થિતિ મુંબઇમાં છે, એવા સમાચાર મળતાં હું એમનાં દર્શન કરવા ગયો. શ્રી સાધુબાબાનો સુધામય સદુપદેશ શ્રવણ કર્યો. બીજે દિવસે તે કથામૃત સાંભળવા ઉત્સુક થયો. એમ કેટલાક દિવસ સુધી શ્રી. બાબા પાસે જવા લાગ્યો, અને તેમની પ્રત્યે મને અજબ આકર્ષણ થયું. માનો ન માનો પણ સાધુજનોને, વિદ્વાનોને, લોકનાયકોને, પ્રશ્નો પુછી મનનું સમાધાન કરવાની મને ટેવ છે. મને સ્મરણ છે કે, મારી તોફાની અવસ્થામાં એક આર્યસમાજી પંડિતને લઇ સકલ શાસ્ત્રનિષ્ણાત સાધુશ્રેષ્ટ બાલારામ ઉદાસીને સંસ્કાર સમ્બન્ધી પ્રશ્નો પુછવા ગયો હતો. તેમના પ્રત્યુત્તર અને પ્રમાણોથી પંડિતજી ચૂપ થઇ ગયા. તેમની લોકોત્તર વિદ્વત્તાથી હું મુગ્ધ બની ગયો. તે જ પ્રમાણે શ્રી. કેશવાનંદજીની અપૂર્વ પ્રજ્ઞા જોઇ હું વિસ્મય પામ્યો હતો. આમ કેટલાકની વિદ્વત્તા મનને મુગ્ધ કરતી, કોઇની કાવ્યપ્રિયતા બુદ્ધિને આલ્હાદ આપતી, કોઇની ઉદ્દાત્તભાવના મનને આશ્ચર્યમાં ગર્ક કરતી, કોઈની જનસેવાની તીવ્ર ભાવના મનને મોદ આપતી હતી; પરંતુ, આ સર્વમાં જીવનપર્યંત વિસરાય નહિ એવી અસર તો બે વ્યક્તિની હું લેખું છું. એક સ્વ. ભગિની નિવેદીતા અને બીજા અવધૂત શ્રી. હંસદેવજી. જ્ઞાનીનાં ખરાં લક્ષણ તેમનામાં સ્પષ્ટરીતે પ્રતીયમાન થાય છે. ઘણા

સાધુઓ મેધાવી બુદ્ધિના હોવા છતાં સંકિર્ણતા ત્યજવા અસમર્થ હોય છે. પરંપરાનુગત કથાના–Tradition–પક્ષગ્રાહી હોય છે. હૃદયની ઉદારતાનો અભાવ હોય છે. ને કેટલાકમાં તો પ્રખર પક્ષાંધતા દૃષ્ટિગોચર થાય છે. શ્રી. બાબામાં આ સર્વનો અભાવ છે. સાંપ્રત સમયમાં પ્રજાજીવનને રૂંધી નાખનારા સામાજિક પ્રશ્નો પરત્વે તેમનું મંતવ્ય અને ઉદ્દાત્ત ભાવના જોઇ હું આનંદાશ્ચર્ય પામ્યો હતો.

પાશ્ચાત્ય સંસ્કૃતિના સંપર્કમાં આવ્યા પછી તેનાં ઉદ્દાત્ત તત્ત્વોને ગ્રહણ કરતાં આપણે આપણી સંસ્કૃતિને અવગણીએ છીએ. આના પરિણામે આપણી સંસ્કૃતિનાં સાધનો દિવસે દિવસે નષ્ટ થતાં જાય છે. અતિશય આનંદની બીના છે કે કેટલાક સાધુજનો, જેને ભાગની નિવેદીતા Walking universities of India–' હિંદનું પરિભ્રમણ કરતું વિશ્વવિદ્યાલય ' કહે છે, તેણે જ્ઞાનની જ્યોતિ સતેજ રાખી છે. આપણી સંસ્કૃતિ સચવાઇ રહી છે, તે તેમના રૂડા પ્રયત્નોનું શુભ પરિણામ છે.

વેદાંત શાસ્ત્રાદિના મૌલિક ગ્રંથો સંસ્કૃત ભાષામાં છે અને ઘણા મનુષ્યો સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ હોય છે; તેથી ઉપનિષદાદિનો મર્મ ગ્રહણ કરવા તેઓ સમર્થ હોતા નથી. તેમાં પણ મંદ પ્રજ્ઞાના મનુષ્યો માટે સુલભ સાધનોનો અભાવ છે. આવા મનુષ્યોને બોધ આપવા દૃષ્ટાંત એ સરલ અને ઉપાદેય માર્ગ છે. શ્રી બાબાના ઉપદેશની ખરી ખૂબી એ છે કે વેદાંત જેવા ગહન વિષયનો મર્મ દૃષ્ટાંત વડે તેઓ સરળ રીતે સમજાવે છે. આવા જ ઉદ્દેશ્યથી પંચતંત્ર, હિતોપદેશ, ઇસપનીતિ આદિ ગ્રંથો આ ઢબે લખાયા છે.

શ્રી બાબાના કથનની શૈલી મધુર, ભાવવાહી અને સચોટ

છે. શ્રી બાબાના અમૂલ્ય ઉપદેશને ગ્રથિત કરી પુસ્તકરૂપે છાપવામાં આવે તો ધર્મજીજ્ઞાસુ જનોને પરમ લાભ થાય, એમ મને મારી પત્ની સૌ. તારાએ સૂચવ્યું. તેની સૂચનાનુસાર શ્રી બાબાના ઉપદેશનું મનન કરી તે લખવાનો વિચાર કરતો હતો. એટલામાં મ્હારા મિત્ર સ્વ. કુંવરરાય પ્રાગજી દેસાઇનાં પત્ની ગં. સ્વ. ઇચ્છાગૌરી, જેમને અમે સર્વ 'ભાભી'ના નામથી સમ્બોધીએ છીએ, તેઓ શ્રી બાબા પાસેથી એક બંગાળી પુસ્તક લઇ આવ્યાં. અને મને બતાવ્યું. આ પુસ્તકને વિલોકી મને સાનંદાશ્ચર્ય થયું, કારણકે, તે પુસ્તકમાં શ્રી. બાબાનો સદુપદેશ સુંદર રીતે ગ્રથિત કરવામાં આવેલો મ્હેં જોયો.

આ પુસ્તક, તે ઉક્ત બંગાળી પુસ્તકનો અનુવાદ છે. એનાં પ્રણેતા શ્રીમતિ હેમલતા રોય બંગાળી ભાષાનાં યશપ્રથિત લેખિકા છે. બંગાળના શ્રીમંત અને કુલીન કુટુમ્બમાં તેમણે જન્મ ગ્રહણ કર્યો છે. તેમના સ્વામી શ્રીમાન હેમેન્દ્ર કુમાર રોય, દિગાપતિયાના સ્વ. રાજા પ્રમથનાથ રાયબહાદુરના કનિષ્ઠ પુત્ર છે. તેમના પિતા બંગાળની ધારાસભાના સભ્ય હતા. રાજશાહી કોલેજ જે પ્રથમ પંક્તિની ગણાય છે એ તેમની ઉદારતાની સાક્ષી આપે છે. શ્રીમાન્ હેમેન્દ્રકુમાર રોય ધર્મના અચ્છા અભ્યાસક છે અને તેમણે બૌદ્ધધર્મ પર એક પુસ્તક રચ્યું છે. બન્નેને ધર્મપ્રતિ ગાઢ અનુરાગ અને સાધુસેવામાં પ્રીતિ છે. તેમના પુસ્તકનો અનુવાદ કરવા અનુજ્ઞા આપવા માટે લેખિકાનો હું અત્યંત આભારી છું.

પુસ્તકમાંના પ્રતિપાદ્ય વિષય માટે લખવું નિરર્થક છે; કારણ કે, ધર્મજીજ્ઞાસુ વાંચક અતિ સરળતાથી આમાંનો ધર્મબોધ, ગ્રહણ કરી શકશે. મનુષ્યના સર્વ પ્રયત્ન સુખને

માટે છે. તે સુખની પાછળ ધાવમાન જણાય છે, પરંતુ, તે સુખ કીયું ? ભેદરહિત આત્મજ્ઞાન–દુઃખોની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ. સુખનો સાર, સાધનાનું ચરમ લક્ષ્ય, તૃપાની તૃપ્તિ, અનિર્વચનીય આનંદ, જેને ઋષિયો 'આનંદરૂપમમૃતં' કહે છે તેની સાથે તદાકાર. જેને બ્રેડલી, reality, બર્ગસન life, શોપનહોર 'will' અને સ્પેન્સર unknowable કહે છે, તે અન્ય કંઇ નહિ પણ એ અમૃતતત્ત્વ છે. એ અમૃત પ્રાપ્ત કરવા માટે અભ્યાસ અને વૈરાગ્યની આવશ્યક્તા છે. ગીતા કથે છે કે, **अभ्यासेनेच कौन्तेय वैराग्येणच गृह्यते.** અભ્યાસ એટલે સંકલ્પ વિકલ્પાત્મક મનને સ્થિર કરવું તે અને વૈરાગ્ય એટલે બાહ્ય પદાર્થોમાંથી વૃત્તિને અંતરમુખ કરવી તે.

પુસ્તકમાં જે ફૂટનોટ આપી છે તે વિદ્વત્તા દર્શાવવા માટે નથી, કિન્તુ, શ્રી બાબાનો ઉપદેશ શાસ્ત્રગ્રંથાનુમોદિત છે તે દર્શાવવા માટે છે.

ફૂટનોટની ગોઠવણમાં એક સ્થળે પૃષ્ટફેર થયો છે; જે ફૂટનોટ પૃ. ૨૯ના ત્રિદિંગમેટરની વચ્ચે છે, તે પૃ. ૨૮ના ગીતાશ્લોકની નીચે હોવી જોઇએ. આટલી ક્ષતિ ક્ષંતવ્ય ગણાશે એમ ઇચ્છીશું.

અંતમાં આ પુસ્તકોમાં મુકેલાં ત્રિરંગી, તેમજ અન્ય ચિત્રો વિનામૂલ્યે છાપી આપવા માટે, 'મોજમજાહ' પત્રના સંપાદક શ્રીયુત જયશંકર કે. દ્વિવેદીનો આભાર માનવો ઉચિત છે.

વૈશાખ (દ્વિતીય) કૃષ્ણ, ૬.
વિક્રમાર્ક ૧૯૯૦
મુંબઇ

રમણીક અ. મ્હેતા



પરમહંસ શ્રી શ્રીહંસદેવ અવધૂત.

# પ્રથમ તરંગ

આજે જે મહાત્માના સદ્‌પ્રસંગો લખવાને પ્રવૃત્ત થાઉં છું તે મહાત્માનો જન્મ પુણ્યસલિલા પંચનદી વહે છે તે, ગુરૂ નાનકના ચરણપવિત્ર થયેલા પંજાબમાં થયો હતો. પંજાબમાં સાધુસેવામાં રત રહેનાર એક બ્રાહ્મણકુટુંબ વસતું હતું. એ બ્રાહ્મણકુટુમ્બમાં આ મહાત્માનો જન્મ થયો હતો. કયે સમયે તેમનો જન્મ થયો હતો તે નિશ્ચિત રીતે કથવું શક્ય નથી, પરંતુ જ્યાં સુધી જાણી શકાય છે ત્યાં સુધી, જે સમયે હિંદુસ્તાનમાં બળવો જાગ્યો હતો, તે સમયે તેમણે જન્મ ગ્રહણ કર્યો હતો. અત્યાર પૂર્વે મહારાજશ્રી બંગાળમાં પધાર્યા હોય એમ જણાતું નથી. કદાચ તેમને આવવાનો અવસર પ્રાપ્ત થયો ન હતો. સાધુઓનો એક નિયમ હોય છે કે જ્યાં સુધી તેઓની તપશ્ચર્યાની સિદ્ધિ ન થાય ત્યાં સુધી તેઓ જનસમાજમાં લાંબા કાળ સુધી વસતા નથી. લોકચક્ષુથી દૂર ન થતાં તેઓ જીવનનો લાંબો સમય ગુરૂનિર્દિષ્ટ સાધન, ભજન અથવા તો તીર્થભ્રમણમાં વ્યતીત કરે છે. આ મહાપુરૂષે પોતાના જીવનનો મોટો ભાગ ઉઘાડા શરીરે, ઉઘાડા પગે, વસ્ત્રમાં કેવળ કૌપીન ધારણ કરીને ઉત્તરાખંડના હિમાચ્છાદિત પ્રદેશમાં ગાળ્યો છે. ત્યારપછી કેટલોક કાળ તેમણે દેશભ્રમણ અને તીર્થભ્રમણમાં અતિવાહિત કર્યો છે. આ સમયે તેમણે શીત કે ગ્રીષ્મની પરવા કર્યા

વગર, ખુલ્લા મેદાનમાં કે વૃક્ષની છાયા તળે, અર્ધાશને કે અનશને કઠોર તપસ્યા કરી છે.*

આ ભ્રમણ સમયે તેઓ એકલા ન હતા. કેટલાક સાધુઓ એકઠા થઇ તીર્થભ્રમણ કરે છે, તેમ મહારાજશ્રીની સાથે કેટલાક સાધુઓ રહેતા. આ પ્રમાણે તેઓ ઉત્તરમાં હિમાલયથી માંડી ભારતવર્ષના પશ્ચિમ પ્રદેશમાં થઇ ઠેઠ કન્યાકુમારી સુધી પર્યટન કરી પુનઃ હિમાલય ગયા હતા. આ રીતે ભારતવર્ષનાં સર્વ તીર્થોમાં તેમણે ત્રણવાર પરિભ્રમણ કર્યું છે. જે મહાત્માની કથા લખવા આજે પ્રવૃત્ત થાઉં છું તે મહાત્મા ઉત્તર અવસ્થામાં જશિડિની પાસે એક નીચા પહાડની ટેકરી પર આશ્રમ નિર્માણ કરી ત્યાં વાસ કરે છે. આ મહાત્માનું નામ હંસદેવ અવધૂત છે. કોઈ કોઇ તેમને 'સાધુબાબા' કહે છે. અમે તેમને 'બાબા' કહી સમ્બોધીએ છીએ. બાબાનાં પ્રથમદર્શન કેવી રીતે થયાં તે આગળ પર કહીશ. એ ઘટના પાંચ સાત વર્ષ પહેલાંની છે. તે સમયે બાબાનો આશ્રમ ત્યાં બંધાયો ન હતો. ૧૩૩૨ની બંગાબ્દમાં એક દિવસે સાડા છ વાગે હું જશિડિથી દેવઘર ગઇ હતી. ત્યા જવાનો ઉદ્દેશ્ય ગુરુદર્શનનો હતો. અમારા ગુરુ શ્રીમદ્ આચાર્ય શ્રીશ્રી બાલાનન્દ દેવઘરથી અગ્નિકોણમાં તેમના આશ્રમ શ્રી કરણિબાગમાં વસતા હતા. અમે જશિડિમાં અમારા 'લાલ કોઠી' નામના બંગલામાં રહેતાં હતાં.

*———————

મહારાજશ્રીએ તિતિક્ષાવ્રત લીધું હતું. આ વ્રતનું પાલન કરવામાં અમુક ઘેર જ ભિક્ષા માગવાની હોય છે. એ સ્થળે જો ભિક્ષા ન મળે તો દિવસ અને રાત્રિ અનશને વ્યતીત કરવી પડે છે.

દેવઘર પર ટ્રેઈનમાંથી ઉતરી જોયું તો એક પણ ઘોડાગાડી ત્યાં હતી નહિ. ગાડીવાળાઓએ તે દિવસે સંપ કર્યો હતો. મેં પગે ચાલી જવાનો નિશ્ચય કર્યો. જો કે હું આશ્રમે ઘણીવાર ગઈ હતી, પરન્તુ, પગે ચાલવાનો આ પહેલો જ પ્રસંગ હતો; આથી હું રસ્તો ભૂલી ગઈ. વ્યથિત ચિત્તે હું આમતેમ ફરતી હતી તેવામાં મેં મારી સન્મુખ એક દીર્ઘકાય પુરૂષને જોયા. મુંડિત મસ્તક, ઉજ્વલ ગૌર વર્ણ, પ્રશાંત વદન, તેજોદીપ્ત શરીર જોઈ મેં ભક્તિનમ્રચિત્તે તેમને પ્રણામ કરી કરિણી બાગનો રસ્તો પૂછ્યો. તેમણે મને રસ્તો બતાવ્યો અને જવાના માર્ગે ચાલવા માંડી. પરંતુ આ સાધુની સૌમ્ય મૂર્તિ, મારા હૃદયમાં સદાને માટે અંકિત થઇ ગઇ. તેમની મધુર વાણી, સ્નિગ્ધ હાસ્ય, ડબાછબ વગરનો સામાન્ય વેશ એવો તો અસાધારણ હતો કે એકવાર જોયા પછી કદાપિ વિસરાય નહિ.

આ મહાત્માના પ્રથમ બંગાળી શિષ્ય સ્વ. બંકિમ* બાબુના ભત્રિજા અને બંગાળી ભાષાના સુલેખક સચીશચંદ્ર ચટ્ટોપાધ્યાય પાસેથી મેં સાંભળ્યું છે કે, જ્યારે તેઓ ગુરૂ મેળવવાને માટે બંગાળી સન ૧૩૩૦ મા ઉન્મત્તની માફક પ્રયાગના કુંભમેળામાં ફરતા હતા ત્યારે હજારો સાધુના ટોળામાં આ મહાપુરૂષનાં દર્શન કરતાંની વાર તેઓ બોલી ઉઠ્યા હતા કે " આ જ મારા પ્રભુ ! " મહાત્માજી પણ સચીશ બાબુને દૂરથી જોતાંની વાર હસી, અનેક ભક્તોને અતિક્રમ કરી, સચીશબાબુને બોલાવી પોતાને આશ્રમે લઈ ગયા હતા.

---

* બંગાળના લબ્ધપ્રતિષ્ઠ નવલકથાકાર; જેમની નવલકથાઓનું ગુજરાતી ભાષાંતર થયેલ છે.

આ મહાપુરૂષનું દર્શન કરતાંની વાર હું તેમના પ્રતિ આકૃષ્ટ થઈ અને તેમનો પરિચય જાણવાને માટે મન ચંચલ થઈ ઉઠયું; પરંતુ, સ્હેજમાં એવો સુયોગ બની આવ્યો નહિ. કેટલાક દિવસ પછી મને જણાયું કે અમારી 'લાલ કોઠી'ની પાસે એક બાગના નાના મકાનમાં દીવો બળે છે. રોજ રાત્રે એકને એક ઠેકાણે દીવો બળતો જોઇ મારા મનમાં કુતુહલ થયું. અનુસંધાન કરતાં જણાયું કે કોઈ સાધુ આ નાના ઘરમાં કેટલાક દિવસથી વાસ કરે છે. મેં નિશ્ચય કર્યો કે જરૂર એ સાધુના દર્શનનો લાભ લઇશ.

ખરેજ એક દિવસ બપોરના એ કુટિર આગળ જઇ ઉભી રહી. સાધુ મહારાજ આહાર કર્યા બાદ બપોરની વિશ્રાંતિ લેતા હતા. તેમને જોતાંની વાર હું ચોંકી ઉઠી; કારણ કે, હું ભુલી પડી હતી, તે દિવસે રસ્તો બતાવનાર મહાપુરૂષ તે પોતેજ હતા. અમને જોતાંની વાર સાધુ બાબાએ સિષ્ટહાસ્ય કર્યું અને આદરસત્કારથી બેસવાને આજ્ઞા કરી. અમે તેમને પ્રણામ કરી, બારણા પાસેના બાંકપર બેઠાં અને કંઈ કથા પ્રસંગ સંભળાવવા તેમને પ્રાર્થના કરી.

તે દિવસે ધર્મ સમ્બન્ધી ઘણી વાતો તેમની પાસેથી સાંભળી. તેમના ઉપદેશમાંની એક વાત આજ દિન સુધી મારા અંતરમાં ગુંથાઈ ગઇ છે. તેમણે કહ્યું હતું કેઃ— " માયિક વસ્તુનું સેવન કરવાથી નિત્ય વસ્તુનો લાભ કદાપિ થતો નથી. " આ સમજાવવાને માટે બાબાએ કેટલાંક વાર્તા-રૂપી દૃષ્ટાંત કહી સંભળાવ્યાં હતાં. માયા મોહ આદિ પાંચ રિપુ આપણને શ્રી ભગવાન પાસે પહોંચવા દેતા નથી એ સમજાવવા માટે બાબાએ આ વાત કહી સંભળાવી હતીઃ—

એક સ્થાનમાં એક મહાન સાધુ વાસ કરતા હતા. તેમની નજીકમાં એક કુતરી અને તેનાં પાંચ બચ્ચાં રહેતાં હતાં.

જો કોઇ માણુસ સાધુનાં દર્શન કરવા માટે ઘરમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે તો તે કુતરી અને તેનાં બચ્ચાંના ભયથી તેમ કરી શકતા નહિ. કારણુ કે કુતરી કરડવા આવશે, એવો તેમને ભય રહેતો હતો. કુતરી પણુ કોઇ આવનારને જોતાંની વાર ભોં ભોં કરી બચ્ચાં સહિત તેને કરડવા દોડતી હતી. આથી દર્શન કરવાની ઇચ્છા ધરાવનાર ઘણા માણુસો વિફલ મનોરથે પાછા ફરતા હતા. કિન્તુ જો કોઇ માણુસ દંભ ભાવથી ત્યાં પહોંચવાનો યત્ન ન કરતાં દીનભાવે સાધુનું શરણુ લઇ, દર્શનને માટે અંતરની વ્યાકુળતા જો સાધુને નિવેદન કરતા, તો સાધુ આનંદ પામી રસ્તામાંથી તે કુતરી અને તેનાં બચ્ચાંને હાંકી કાઢતા. આમ થવાથી તેઓ કોઇ પણુ પ્રકારની આપત્તિ વગર સાધુદર્શનનો લાભ પ્રાપ્ત કરતા હતા. આ વાતનો મર્મ બાબાએ અમને એ પ્રમાણે સમજાવ્યો કે, એ સાધુ તે સ્વયં ભગવાન, અને તે કુતરી તે માયામોહ. તેનાં બચ્ચાં તે મનુષ્યના દુર્દમનીય રિપુ. યથા કામ, ક્રોધ, લોભ, અહંકાર, હિંસા. અવિદ્યારૂપી મોહમાંથી આ પાંચ રિપુઓનો* ઉદ્ભવ થાય છે. જો આ રિપુથી બચી તેમની પાસે જવાનો ખરા અંતરનો આગ્રહ હોય, અને તેને માટે શ્રી ભગવાનનું શરણુ ગ્રહણ કરી એકાગ્ર મનથી તેમની પ્રાર્થના કરે તો તેઓ વાટમાંના વિઘ્નને દૂર કરી દે છે. માત્ર તેમની કૃપાથી જ તેમની પાસે પહોંચવાનો સંભવ છે, બીજો નહિ. ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કેઃ—

---

* જ્ઞાનમાર્ગી સાધુઓ ષડરિપુ નહિ માનતાં પાંચ રિપુઓને માને છેઃ—કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર. ક્રોધ અને દ્વેષ તેમને મતે જુદા નહિ પરંતુ એકજ છે.

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां- तरन्ति ते ॥
गीता. अ. ७ । १४ ।

કારણકે અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક એવી મારી માયા દુસ્તર છે, જે મારે શરણે આવે છે તે એ માયાને તરી જાય છે.

આત્માનંદની પ્રાપ્તિ શી રીતે થાય તે સમજાવવા માટે બાબાએ એક આખ્યાયિકા સંભળાવી હતીઃ—

"કોઇ એક અતિશય શ્રીમંત માણુસ સ્નાનાર્થે નદીએ ગયો હતો. સ્નાન કરતાં પૂર્વે તેણે તેનાં કપડાં અને મૂલ્યવાન હાર, ઘાટપર મુકયાં હતાં. વૃક્ષશાખા પર એક પક્ષી આ જોઇ રહ્યું હતું. તે હારને ખાવાનો પદાર્થ સમજી, ઝડપ મારી, તેને ચાંચમાં લઇ ઉડી ગયું. પછી તે એક જળાશયના તીર પર વૃક્ષની ડાળ પર બેઠું. થોડીવાર પછી પરીક્ષાન્તે તે પક્ષીને માલમ પડયું કે તે તો ખાદ્ય પદાર્થ નથી; તેથી તે કંઠહારને વૃક્ષની શાખા પર મુકી ચાલી ગયું. બીજો કોઈ માણુસ સ્નાન માટે તે જળાશય પર આવ્યો. જળમાં પ્રવેશ કરતાં હારનું પ્રતિબિમ્બ જોઈ તે ચોંકયો. તે હારને મેળવવા માટે તેણે પાણીમાં શોધ કરી. પાણી ડોળાઇ ગયું અને હાર દેખાતો બંધ થયો. તેણે ઘણી માથાકુટ કરી, પણ તે માણુસ તેને પ્રાપ્ત કરી શકયો નહિ. તે નિરાશ થઈ પાછો ઘેર ગયો. થોડીવાર પછી કોઇ બીજો માણુસ સ્નાનાર્થે ત્યાં આવી લાગ્યો. તેણે પણ પેલા માણુસની માફક જળમાં હારનું પ્રતિબિમ્બ જોયું. તે માણુસ બુદ્ધિમાન હતો. તેણે બારીક તપાસ કરી વિચાર કર્યો. વિચાર કરતાં તેને જણાયું કે હાર કંઈ જળની અંદર નથી. તેણે ઉપર નજર ફેરવી. તેને વૃક્ષની ડાળ પર

હાર જણાયો. તરત જ તે ઝાડ ઉપર ચઢયો અને અલ્પ શ્રમે તે મૂલ્યવાન હાર મેળવી શકયો."

આ વાતનો સાર બાબાએ સમજાવતાં કહ્યું કે એ હાર તે બીજું કંઈ નહિ પણ આપણામાં વસતો આનંદ. એ આનંદને પ્રાપ્ત કરવા માટે જગતનાં સર્વ પ્રાણીઓ આતુર હોય છે. એને પ્રાપ્ત કરવો એ કાંઇ કઠિન વ્યાપાર નથી. પ્રથમ વિચારપૂર્વક એ નિશ્ચિત કરી લેવું જોઇએ કે આનંદનું મૂળ-ઉત્સ કયાં છે? જો તેનું ઉગમસ્થાન નક્કી થાય તો આનંદને મેળવવો એ કઠિન કાર્ય નથી. બહારની માયિક વસ્તુમાં વાસ્તવિક આનંદ નથી. પ્રત્યેક મનુષ્યમાં આનંદનું ઉગમસ્થાન છુપાઇને રહેલું છે. આત્મા એ જ આનંદનું ખરૂં ઉગમસ્થાન છે. જો તે પ્રાપ્ત થાય તો જીવ પોતાના સ્વાર્થને ભુલી જઈ તે પરોપકારમાં સતત રત રહે અને નિત્યાનંદમાં મગ્ન રહે.

બાબાએ બોધ આપતાં સ્પષ્ટ જણાવ્યું હતું કે પ્રત્યેક મનુષ્યમાં-જીવમાં-આનંદનો ઉત્સ-ઉગમસ્થાન છે. તેને શોધવા માટે બીજે જવાની જરૂર નથી. શ્રી કૃષ્ણમૂર્તિએ એક સ્થળે કહ્યું છે કે:— "Kingdom of happiness is within you." સુખનું રાજ્ય તો તમારા અંતરમાં છે. મહાત્મા ઇસુ ખ્રિસ્તે પણ કહ્યું છે કે:—"Kingdom of Heaven is within you" સ્વર્ગનું રાજ્ય તો તમારા અંતરમાં વિદ્યમાન છે. જેઓએ એ રાજ્યનું સંધાન મેળવ્યું છે તે સર્વ જણ એક જ વાત કહે છે. મનને આત્મામાં એકાગ્ર કરવાનો અભ્યાસ કરો અને તેમ કરવાથી પ્રકૃત સુખનું સંધાન મેળવી શકશો. બાબાએ કહ્યું હતું કે:-

અંતર્મુખ વૃત્તિ વિના, હોય ન અંતઃ સુખ;
બાહ્યવૃત્તિસે જાત નહિ, અંતર મનકો દુઃખ.

જ્યારે વૃત્તિ અંતર્મુખ થાય ત્યારે તે અંતર્મુખ વૃત્તિ વિષે આત્માનું સ્વરૂપ જે આનંદ, તેનું પ્રતિબિમ્બ પડે છે. જેમાં પ્રતિબિમ્બ પડે એવો કોઇપણ પદાર્થ, પાણી, દર્પણ વગેરેમાં પ્રતિબિમ્બ પાડવા માટે બે સ્થિતિની આવશ્યકતા છે. એક તો સ્થિરતા અને બીજી નિર્મળતા. જો પાણી કિંવા જળ અતિશય હાલતી સ્થિતિમાં હોય તો તેમાં પ્રતિબિમ્બ દેખાય નહિ. તે જ પ્રમાણે ચંચળ અને મલિન, ઘોર અને મૂઢ, કિંવા રાજસી અને તામસી બુદ્ધિમાં આત્માના આનંદનું પ્રતિબિમ્બ પ્રતિત થાય નહિ. અગાઉ ૧૩૩૧ના બંગાબ્દના કાર્તિક મહિનામાં જ્યારે હું પુણ્યક્ષેત્ર કાશીમાં ફરતી હતી ત્યારે એક સાધિકા પોતાનું રચેલું ગીત ગાતી હતી. તે ગીત તે દિવસથી મારા અંતરમાં વસી ગયું છે. તે ગીત અહીં ઉધ્ધૃત કરૂં છું:

### ગાન

કોણ છે એવો કે જેને, સુખની ઇચ્છા થાય ના,
સુખના પ્રકાશ પુંઠે,
સર્વ જણ દોડી ઉઠે;
સુખ જાય દૂર સરી કોઇથી ધરાય ના—કોણ. ૧

સુખની જો ઇચ્છા કરો,
બાહર ના શોધ કરો;
મૂળ તેનુ શોધ્યા વિના પ્રાપ્ત કદિ થાય ના—કોણ. ૨

નથી તે મુકુટમણિ,
નથી તે જ્યોત્સનાએ વળી;
અંતરમાં ખાણ જેની, બાહર વેચાય ના—કોણ. ૩

વાસના નિવૃત્ત કરી,
શોધો ના હૃદય પૂરી;
અંતરમાં ઉત્સ તેનું બહારથી પમાય ના—કોણ. ૪

અહંતાની સીમા નાની,
પ્રેમવતી ભાંગી કાઢી;
વિશ્વ છે તમારૂં કરો સર્વ પ્રતિ ચાહના—કોણ. ૫

પ્રેમરૂપી જેનું મૂળ,
ત્યાં વિકસે આનંદ ફુલ;
જરા, વ્યાધિ, મૃત્યુ, દાહે તે તરૂ સુકાય ના—કોણ. ૬



# દ્વિતીય તરંગ

આગળ જણાવવામાં આવ્યું છે કે જે ઘરમાં અમે રહેતાં હતાં તે બંગલાનું નામ 'લાલ કોઠી' છે. તેની પશ્ચિમે પાસોપાસ (E. I. R.) ઇસ્ટ ઇંડિયન રેલ્વેની સડક છે. તેની પશ્ચિમે લગભગ ચાર માઇલ દૂર દેવગિરિ અથવા દિગરિયા નામનો પહાડ છે. ઘણા દિવસથી અમારી ઇચ્છા હતી કે એ પહાડ પર ફરી આવવું. સ્થાન નિર્જન છે અને હિંસ્ર જન્તુઓથી ભરપુર છે. ગાડી જવાને માટે રસ્તો પણ નથી. આવાં કારણોને લઇને અમે લાચાર હતાં; પરંતુ, જવાનું મન બહુ હતું. એ પહાડથી દૂર ફરવા જવાનું પણ મન હતું. એક દિવસ સ્હવારે યથોપયુક્ત માણસો લઇ પહાડ તરફ જવા માંડયું. આ નિર્જન રસ્તે, લગભગ એક માઇલ કાપ્યા પછી સ્હામે એક નાનો પહાડ જણાયો. દેવગિરિ તરફ ન જતાં અમે એ પહાડ પર ચઢવા માંડયું. આજ પહેલીજવાર એ પહાડ પર ગયાં એમ નહતું; પરંતુ, જ્યારે જ્યારે અમે જશિડિ આવતાં હતાં ત્યારે દેવગિરિ જતાં, અમે એ પહાડ ઉપર જતાં હતાં. સ્થાન જેવું નિર્જન છે તેવુંજ સુંદર છે. અસ્તુ. એ વાત આગળ ઉપર કહીશું.

આજ એ પહાડપર ચઢતાં વિસ્મય નયને જોયું કે એ પહાડના શિખર પરના સમતલ અને પ્રશસ્ત ભાગ પર એક કુટિર તૈયાર થઇ રહી છે. આ કુટિરમાં એકજ ઘર હતું. ફરતી ઇંટની દિવાલ હતી. છાપરા પર દેશી નળિયાં હતાં.

મકાન લગભગ તૈયાર થઈ ગયું હતું માત્ર સીમેન્ટનું કામ ચાલી રહ્યું હતું.

મનુષ્યસમાગમશૂન્ય આ પહાડપર કુટિર બંધાતી જોઈ અમને આશ્ચર્ય થયું. એવો કોણ સાહસિક પુરૂષ છે કે જે આ નિર્જન સ્થાનમાં આવીને રહેશે? તપાસ કરતાં માલમ પડયું કે કેટલાક મારવાડી ભક્તો કોઈ એક સાધુને માટે આ મકાન બંધાવે છે. મકાન બંધાવવામાં ક્ષતિ નથી, પરંતુ. સાધુ આ એકાંત સ્થાનમાં શી રીતે રહી શકશે? કારણ કે, આખરે આ સ્થાન તો લોકશૂન્ય છે. અવશ્ય સાધુ મહારાજ ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થયેલા હોવા જોઇએ એમ મનમાં થઇ આવ્યું. સાથે એમ પણ થયું કે એવા મહાત્માનાં દર્શન કરી કૃતાર્થ થવું જોઇએ. આવા વિચાર કરતાં અમે ઘેર પાછાં ફર્યાં.

કેટલાક દિવસ મન વ્યસ્ત રહેવાથી તે બાગમાંની ઝુંપડી તરફ જવાયું નહિ અને સાધુબાબા સંબંધી કંઇ અનુસંધાન મેળવી શકાયું નહિ. એક દિવસે બાગમાંની ઝુંપડીમાં જઈ જોયું તો સાધુબાબા ત્યાં નથી. ઝુંપડી તો શૂન્ય છે. હું સ્તબ્ધ થઇ ત્યાં ને ત્યાં ઉભી રહી. એકાએક મનમાં એમ થઇ આવ્યું કે તે પહાડને માથે જે મકાન તૈયાર થાય છે તે કદાચ આપણા સાધુબાબા માટે તો નહિ હોય? મનમાં આવો વિચાર આવતાંની વાર તરત જ પહાડ તરફ જવા માંડયું. ઉપર જઇને જોઉં છું તો મારૂં અનુમાન સત્ય હતું. એ કુટિર જે તૈયાર થતી હતી તે સાધુબાબાને માટે જ. અને ત્યાં તેમને જોતાંની વાર મને અતિશય આનંદ થયો. મેં પ્રણામ કરી તેમને નિવેદન કર્યું કે " હું બાગની ઝુંપડીમાં જઇ ત્યાં તપાસ કરી અહીં આવી છું." બાબાએ અતિ આદરથી અભ્યર્થના કરી બેસવાને માટે આસન આપ્યું.

બાબાના મુખ ઉપર હંમેશની મૃદુ હાસ્યછટા ખેલી રહી હતી. મનની નિરવચ્છિન્ન શાન્તિ અને પરિપૂર્ણ આનંદ ન હોય તો તેવું હાસ્ય કોઇના ચહેરા પર સ્ફુરે નહિ; તે સમજાવવાની આવશ્યક્તા નથી.

મેં બાબાને પૂછયું, "શા માટે આપે આ જનશૂન્ય સ્થાનમાં રહેવા વિચાર કર્યો છે?" બાબાએ જવાબ આપ્યો કે,–"માણસોમાં વસવું પસંદ નથી–નિર્જન સ્થાનજ વિશેષ પસંદ છે. જો કે થોડો સમય થયાં લોકસમાગમમાં રહેવું પડે છે એ જુદી વાત છે." હું હિંદી ભાષા સમજી શકું છું પણ બોલી શકતી નથી. સાધુબાબા બંગાળી સમજે છે પણ બોલી શકતા નથી. મને એમ થયું કે તેઓશ્રી બંગાળી પુસ્તક વાંચી શકતા હોવા જોઇએ. મેં એમને ત્યાં એક બંગાળી પુસ્તક જોયું હતું. તે પુસ્તકનું નામ—મહાત્મા તુલસીદાસ—એ પુસ્તક શ્રીયુત સચીશચંદ્ર ચટ્ટોપાધ્યાયનું રચેલું છે. સચીશબાબુ સાથે મારો પરિચય ન હતો. શ્રી બાબાના જ આશ્રમમાં પાછળથી તેમનો પરિચય થયેલ. તેમની પાસેથી સાંભળ્યું કે જ્યારે બાબા જગન્નાથ-પુરીમાં રહેતા હતા ત્યારે માત્ર એક દિવસમાં તેમણે બંગાળી વર્ણપરિચય (બંગાળી ભાષા શીખવાનું પહેલું પુસ્તક) એક દિવસમાં પૂરું કર્યું હતું અને સાત દિવસમાં "જીવની સંગ્રહ" નામનું બંગાળી પુસ્તક પુરૂં વાંચી નાખ્યું હતું. આવી પ્રતિભા ન હોય તો સાધના કરી સિદ્ધિ પ્રાપ્ત કરવી એ કાંઈ રમત નથી.

તે વાત રહેવા દઇએ. એ દિવસે હું જોઉં છું તો બાબા તે ઠંડા સીમેન્ટની જમીન પર બેસી પ્રફુલ્લ વદને એક પુસ્તક વાંચી રહ્યા છે. અંગપર માત્ર સૂતરાઉ પાતળી કફની

છે. પશ્ચિમ તરફથી તુષારશીતલ પ્રખર વાયુ વાય છે. મેં પોતે શરીર પર એક જામા પર બીજો પશમી ગરમ જામો ચઢાવ્યો છે; છતાં ઠંડીથી કાંપું છું, અને સાધુબાબા આવી દુરંત ઠંડીમાં એક સાધારણ કપડું અંગ પર નાખી પ્રફુલ્લ વદને બેઠા છે.

મને પાછળથી માલમ પડયું કે કેટલાક રોગનાં ઔષધ પણ બાબા જાણે છે. ઝાડપાલામાંથી ઔષધ તૈયાર કરી તે રોગીઓને આપે છે. જો કોઇ ઉપકારવશ પૈસા આપવા ઇચ્છે છે તો બાબા તે લેતા નથી. તેઓ કહે છે-'જેને દ્રવ્યની જરૂર હોય તેને તે આપો.' જો કોઈ પ્રણામ કરી કંઇ દ્રવ્ય ભેટ મુકે તો તેઓ કહે છે કે, 'હું તો આ નિર્જન પહાડપર રહું છું. મારે પૈસાની શી જરૂર છે?' પરંતુ જો કોઈ તેમની આગળ દુધ કિંવા ફળ ભેટ મુકે તો તેઓ તેનો ખૂશીથી સ્વીકાર કરી થોડો ભાગ ગ્રહણ કરી બાકીનો સર્વ એકત્રિત થયેલી ભક્તમંડળીમાં વહેંચી નાંખવા આજ્ઞા કરે છે.

બીજે દિવસે ફરીથી બાબાનાં દર્શન કરવા ગઈ. બાબાએ તે દિવસે અમને રાણી મદાલસાની વાર્તા કહી સંભળાવી. રાણી મદાલસા અતિ ધર્મશીલા અને તત્ત્વદર્શનને સમજનારી સ્ત્રી હતી. તે ગંધર્વ વિશ્વાવસુની કન્યા હતી. ચંદ્રવંશી રાજા ઋતધ્વજ તેનો સ્વામી હતો. આ દંપતીને પેટે સુપ્રસિદ્ધ અલર્કનો જન્મ થયો હતો. અલર્ક સહુથી ન્હાનો હતો. તેને તેનાથી મોટા બે ત્રણ ભાઇ હતા. મદાલસાએ તેમને બાલ્યકાળમાંજ એવું તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપ્યું હતું કે યૌવનમાં પગ મુકતાં ન મુકતાં તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેઓ સર્વ એક પછી એક સંસારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા કાજે અરણ્યવાસી થયા હતા. જ્યારે અલર્કનો જન્મ થયો ત્યારે રાજાએ રાણી મદાલસાને કહ્યું કેઃ—" રાણી, આ

પુત્ર મને આપી દો. જો તમે તેમ નહિ કરો તો રાજગાદી નિર્વંશ થશે. કૃપા કરી આ પુત્રને તત્ત્વજ્ઞાન શીખવતાં ના." મદાલસાએ તે વાતનો સ્વીકાર કર્યો.

દિવસે દિવસે કુમાર મોટો થવા લાગ્યો. રાજા તેને પોતાની ઇચ્છાનુમત શિક્ષણ આપવા લાગ્યો. એમ કરતાં અલર્ક વિદ્યામાં, રાજકાર્યમાં, અસ્ત્રશસ્ત્રની પરિચાલનામાં, નિપુણ થતો ગયો. બાદ એક દિવસે મદાલસાએ અલર્કને બોલાવ્યો. તેને એક કવચ ( માદળિયું ) આપી કહ્યું, "બેટા, તું આને તારા હાથપર બાંધી રાખજે. તેને ખોલીને જોતો ના. જ્યારે કોઈ ભારે આપત્તિ આવી પડે અને તેનું નિવારણ કરવા તું અસમર્થ નીવડે ત્યારે તેને ઉઘાડી જોજે. એમાં તીવ્ર દુઃખ-નિવારણની મહૌષધિ રાખી છે." અલર્કે તે માદળિયાને લઈ સંભાળપૂર્વક હાથપર ધારણ કર્યું.

સમયને જતાં વાર લાગતી નથી. કેટલોક સમય વ્યતીત થયા પછી રાજારાણીએ આલોકનો ત્યાગ કર્યો. અલર્ક રાજ્યસિંહાસન પર આરુઢ થઇ રાજ્યની દેખરેખ કરવા લાગ્યો. નિરવછિન્ન સુખમાં તે દિવસો વીતાડવા લાગ્યો. સમય જતાં તેને પુત્રને ત્યાં પુત્ર થયા. રાજકારભારમાં, સંસારના ઝઘડામાં તે ભગવાનને ભુલી ગયો. ધન, જોબન, સંસાર અનિત્ય છે, એ વાત તે સદાને માટે વિસરી ગયો.

રાણી મદાલસાએ દેહત્યાગ કર્યો તે પૂર્વે તેણે અલર્કના મોટા ભાઈઓને એક સંદેશો મોકલ્યો હતો. તેમાં તેમને આદેશ કર્યો હતો કે જ્યારે અલર્કને પુત્ર થાય અને તે પુત્ર રાજકાર્યની ધુરા સંભાળવા યોગ્ય થાય, ત્યારે તેમણે અલર્કનું મન સંસારમાંથી ફેરવવા માટે તેને વૈરાગ્યનો ઉપદેશ આપવો. જો અલર્ક સહેલાઇથી સંસારની પ્રપંચજાળમાંથી

તેનું મન ફેરવી ન શકે તો તેને યુક્તિપ્રયુક્તિથી વૈરાગ્યપ્રતિ વાળવો. આમ કરવાનું કારણ એ હતું કે અલર્કને બાલ્ય-કાળમાં તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવ્યું ન હતું. પોતાની માતાની આજ્ઞા આ પુત્રો વિસર્યા ન હતા. તેમણે જોયુ કે અલર્ક તો પુત્ર–પૌત્રપરિવૃત્ત આ સંસારમાં મગ્ન છે, ત્યારે તેઓ પોતાની જન્મભૂમિમાં પાછા ફર્યા અને અલર્કને મળ્યા. અલર્કને તેમણે સંસારનું અસારત્વ સમજાવવા યત્ન કર્યો, પણ અલર્ક સંસારનો ત્યાગ કરી વૈરાગ્ય ગ્રહણ કરવા તૈયાર થયો નહિ. તેને તો સંસારમાં આનંદ લાગતો હતો.

જ્યારે જોયું કે પોતાનો નાનો ભાઇ તેમની વાત માનતો નથી ત્યારે તેમણે અન્ય ઉપાયથી તેને શુદ્ધિમાં લાવવાનો વિચાર કર્યો. તેઓ બીજા રાજાઓને મળ્યા અને તેમની મદદથી એક મોટું સૈન્ય તૈયાર કર્યું. તે સૈન્ય લઇ અલર્કની રાજધાની પર ચઢાઇ કરી. અલર્કે ભય પામી પોતાના મંત્રી અને સેનાધ્યક્ષની સલાહ લીધી. તેમણે જયની આશા બતાવી નહિ. આથી અલર્કને વધારે ભય થયો અને આક્રમણ કરનારને શરણાગત થવું કે નહિ તેનો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને તેની માતાએ આપેલા કવચનું સ્મરણ થયું. તેને લાગ્યું કે આથી તે બીજી ભયંકર આપત્તિ શી હોઇ શકે! પોતાનું જીવન, પુત્રપૌત્રાદિનું જીવન, રાજ્ય, ધનવૈભવ સર્વ આફતમાં છે. ખરેખર દેવી સ્વરૂપા માતાને આ ભાવિ આપત્તિનું ભાન થયું હોવું જોઇએ. તેણે કવચ ઉઘાડીને જોયું તો તેમાં માત્ર એક જ શ્લોક લખેલો હતો. તેણે તે વાંચ્યો:—

शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि
संसारमाया परिवर्जितोऽसि ।

**સંસારસ્વપ્નં ત્યજ મોહ નિદ્રાં**
**મદાલસા વાક્ય મુવાચ પુત્રમ ॥**

આ શ્લોક વાંચતાની વાર અલર્કના મનના ભાવ પલટાયા. તે શાંત ચિત્તે ક્ષણકાળ વિચાર કરવા લાગ્યો. તે ખરી વસ્તુસ્થિતિ સમજ્યો. તેને યથાર્થ જ્ઞાન થયું કે હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું. સાથે એ પણ સમજી શક્યો કે વિષય સંપત્તિ અને સંસાર સ્વપ્નવત્ છે. આ જાગૃતિ આવતાંની વાર તેણે રાજપાટ છોડી દીધું. વૈરાગ્ય ગ્રહણ કરી તેણે અરણ્યમાં જઇ કઠોર તપશ્ચર્યાનો આરંભ કર્યો. યથાસમયે તેને સિદ્ધિનો લાભ થયો અને આ જગતમાં એક મહાન તપસ્વી તરીકે તેની ખ્યાતિ થઈ.

આપણે સંસારના જીવો આયુષ્ય વૃથા ગુમાવીએ છીએ તે સમજાવવા માટે બાબાએ એક બીજું દૃષ્ટાંત આપ્યું હતું:—

એક રાજા હતો. તેને શત્રુનો ભય એટલો બધો હતો કે તે રાત દહાડો અસ્ત્રશસ્ત્રથી સજ્જિત થઇને રહેતો હતો. એક દિવસે એ રાજા જ્યારે પોતાના મહેલના એક કક્ષમાં પલંગપર સુતો હતો ત્યારે તેને એક સ્વપ્ન આવ્યું. તે ભયંકર સ્વપ્નમાં તેણે જોયું કે એક ક્રુદ્ધ વાઘણ અને તેનાં પાંચ બચ્ચાં, તેના પર હુમલો કરવા દોડે છે. તે બ્હીકનો માર્યો નાસવા લાગ્યો. વાઘણે પણ બચ્ચાં સાથે તેની પુંઠ પકડી. અરણ્યમાં ભાગતાં ભાગતાં તે રાજાએ વૃક્ષ દીઠું અને તે તેના પર ચઢી ગયો. તે વાઘણ પણ બચ્ચાં સાથે તે ઝાડ નીચે આવી ગર્જના કરવા લાગી. રાજા જે ડાળ પર હતો ત્યાંથી ઉપર નજર કરી તો એક ભયંકર વિષધર નાગ તેના પર તાકીને જોઈ રહ્યો છે. વૃક્ષના મૂળ આગળ બે ભીમકાય ઉંદર છે. એક કાળો ઉંદર છે અને એક શ્વેત છે.

આ બન્ને ઉંદરો વૃક્ષનું મૂળ કાતરી રહ્યા છે. ડાળની નીચે જુએ તો ભયંકર ઉંડો કૂવો છે. આ સ્થિતિમાં તેણે ઉંચું જોયું તો ઉપરની એક શાખા પર મધપુડો છે. એ મધપુડામાંથી મધનાં ટીપાં પડે છે. રાજાએ મ્હોં પહોળું કરી એક મધનું બિંદુ ઝીલ્યું. જોયું કે તે અતિ મિષ્ટ લાગે છે. ફરીથી તેણે મ્હોં ઉઘાડી મધનું બીજું બિંદુ ગ્રહણ કર્યું. તે રાજા ભૂલી ગયો કે ઝાડની નીચે પેલી વાઘણ બચ્ચાં સાથે ફાંફરડી ખાવાને તૈયાર છે. ઉપરથી તે વિષધર સર્પ દંશ દેવાની તક જોઈ રહ્યો છે: પેલા મુષકો નિરંતર વૃક્ષમૂળને કાપી રહ્યા છે. છતાં તે મધનાં બિંદુની લાલચમાં એવો લપટાઇ ગયો કે તેને આ સર્વનું ભાન રહ્યું નહિ. એમ સમય જતાં વૃક્ષનાં મૂળ કપાઇ જતાં તે ઝાડ તુટી પડ્યું અને રાજા તે અંધાર કૂપમાં પડયો. પડતાંની વાર તેણે એક કારમી ચીસ પાડી. તે વખતે તેના સ્વપ્નનો ભંગ થયો.

આ દૃષ્ટાંત પરથી બાબાએ સમજાવ્યું કે આપણે બાહ્ય શત્રુઓની સાથે સંગ્રામ કરવા સદૈવ તત્પર રહીએ છીએ; પરંતુ, આપણા અંતરમાં જે પંચરિપુ રહેલા છે અને જે આયુને ક્ષત-વિક્ષત કરે છે તેની દરકાર સુદ્ધાં આપણે કરતા નથી. સંસારરૂપી વૃક્ષ પર ચઢી કોઈવાર એક મધના બિંદુ માટે અર્થાત્ કે સુખરૂપી મધુબિંદુ મેળવવામાં એટલા તલ્લીન બની જઇએ છીએ કે માથા પર મૃત્યુરૂપી ભીષણ સર્પ ફુત્કાર કરી રહ્યો છે અને દિવસ અને રાત્રીરૂપી બે ઉંદરો આયુષ્યને કાતરી રહ્યા છે, મહાકાળરૂપી કૂપ નીચે જ છે અને તેમાં પડી જવાશે તેની ભીતિનું પણ ભાન રહેતું નથી. આ બધું એક મધ-બિંદુની લોલુપતામાં મગ્ન રહેવાનું પરિણામ છે અને તે પરિણામ વિઘાતક છે એ વિસરી જઇએ છીએ.



# તૃતીય તરંગ

જે પહાડ ઉપર બાબાનો આશ્રમ નિર્માણ થયો છે, તે પહાડનું નામ તેમણે ' કૈલાસ ' રાખ્યું છે. કૈલાસ એવું નામ શા માટે રાખ્યું તે સમજવું મુશ્કેલ નથી. પ્રત્યેક જીવ વાસ્તવિક રીતે તો શિવ જ છે. વસ્તુતઃ આત્મા પરમાત્માથી ભિન્ન નથી. માયાને લઇને જે ભેદ દેખાય છે, તે દૂર કરો તો સચરાચર બ્રહ્મ સિવાય કંઈ જ નથી. સમસ્ત બ્રહ્માંડમાં સચરાચર તેનો વાસ છે. કોઈપણ પદાર્થ, દ્રશ્યમાન વસ્તુ પરમાત્માથી વિભિન્ન નથી. આ તત્ત્વ સમજાવવા માટે તેમણે એક વખત કહ્યું હતું કે ગંગામાંથી આપણે જે જળ લઇ આવી માટલામાં કે કમંડલમાં રાખીએ તે ગંગાજળ સિવાય બીજું કંઇ નથી. પ્રવાહિની ગંગા અને પાત્રમાં રાખેલા તેના જળમાં ભેદ નથી. પાત્રમાં પણ ગંગા જ છે. ફરક માત્ર એટલો છે કે પ્રવાહરૂપે વહેતી ગંગામાં રત્ન, જહાજ વગેરે છે. પરંતુ પાત્રમાં જે ગંગા રાખી છે, તેમાં એ કંઇ નથી. આધારરૂપી પાત્રને ભાગી નાખો એટલે કમંડળમાંનું જળ ગંગાના સ્રોતમાં મળી જશે. જે કંઇ વ્યવધાન છે તે પાત્રને લઇને છે. અહંતા—મારાપણારૂપી ઘટને ભાગી નાખો એટલે બધું એકાકાર થઈ જશે. એક દિવસે મારા પૂજ્યપાદ મહારાજ શ્રીશ્રી બાલાનંદજીએ કહ્યું હતું કેઃ- ભગવાનના કાર્યમાં આત્મોત્સર્ગ કરો. તન, મન, ધન સર્વ તેને અર્પણ

કરો. ત્યારે જ અહંપણું નષ્ટ થશે. શ્રી શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવે પણ કહ્યું છે કેઃ– "આપણે મર્યા એટલે જંજાળ ગણુ મરી."

ચાલો હવે કૈલાસની વાત કરીએ. કૈલાસ પહાડ અતિ ઉત્તમ સ્થાનમાં આવેલ છે. ચોમેર વિસ્તીર્ણ ખુલ્લો પ્રદેશ છે. નિકટમાં વસતિનો અભાવ છે. પૂર્વ તરફ દૂર રેલ્વેની સડક છે. તેનાથી દૂર પૂર્વમાં તપોવન, ત્રિકુટ વગેરે મોટા પહાડ માથાં કાઢી ઉભા છે. દક્ષિણમાં પણ દૂર દૂર કેટલાક પહાડ છે. તેની પાછળ ઝાંખી દેખાતી પારસનાથની પર્વત-શ્રેણિ છે. પશ્ચિમ તરફ સઘન વૃક્ષાચ્છાદિત દિગરિયા કિંવા દેવગિરિ ઉભો છે. ઉત્તર તરફ દૂર ઉન્મુક્ત ચક્રબાલની પહાડશ્રેણી છે. આવા સુરમણીય દૃશ્ય મધ્યે કૈલાસ શિખરે શ્રી કૈલાસપતિ સ્વયં વિરાજે છે.

પહેલાં કૈલાસપતિના આશ્રમમાં રસોડું નહતું. પહાડપરની ખુલી જગામાં રસોઈ બનાવવામાં આવતી હતી. જે દિવસે વાયુનું પ્રચંડ જોર હોય તે દિવસે રસોઈ બંધ રહેતી અને તે દિવસે બાબા આહાર પણ કરતા નહિ. તેઓ ઉપવાસી છે એ કોઇના જાણવામાં આવતું નહિ. તેમના સદોદિત પ્રસન્ન વદન પર કોઇ પણ પ્રકારનું પરિવર્તન કોઇના જોવામાં આવતું નહિ. કોઈ પણ કારણસર તેમના ચહેરાપર કોઇ પણ જાતનો ફેરફાર, વિરક્તિ કે ક્રોધ કદિ પણ મેં જોયો નથી. તે હમેશની પ્રસન્નવૃત્તિ અને સંતોષ સર્વ અવસ્થામાં તેમના વદનપર વિરાજી રહે છે. અનશન કે રોગગ્રસ્ત અવસ્થામાં તેઓ કદિ કાતર થતા નથી. હરકોઈ સ્થિતિમાં તેઓ સંતોષથી રહે છે અને પ્રસન્નવદને કહે છે કે 'પરમાત્માની ઇચ્છા વા લીલા!'

# તૃતીય તરંગ

જે પહાડ ઉપર બાબાનો આશ્રમ નિર્માણ થયો છે, તે પહાડનું નામ તેમણે 'કૈલાસ' રાખ્યું છે. કૈલાસ એવું નામ શા માટે રાખ્યું તે સમજવું મુશ્કેલ નથી. પ્રત્યેક જીવ વાસ્તવિક રીતે તો શિવ જ છે. વસ્તુતઃ આત્મા પરમાત્માથી ભિન્ન નથી. માયાને લઇને જે ભેદ દેખાય છે, તે દૂર કરો તો સચરાચર બ્રહ્મ સિવાય કંઇ જ નથી. સમસ્ત બ્રહ્માંડમાં સચરાચર તેનો વાસ છે. કોઈપણ પદાર્થ, દ્રશ્યમાન વસ્તુ પરમાત્માથી વિભિન્ન નથી. આ તત્ત્વ સમજાવવા માટે તેમણે એક વખત કહ્યું હતું કે ગંગામાંથી આપણે જે જળ લઇ આવી માટલામાં કે કમંડલમાં રાખીએ તે ગંગાજળ સિવાય બીજું કંઇ નથી. પ્રવાહિની ગંગા અને પાત્રમાં રાખેલા તેના જળમાં ભેદ નથી. પાત્રમાં પણ ગંગા જ છે. ફરક માત્ર એટલો છે કે પ્રવાહરૂપે વહેતી ગંગામાં રત્ન, જહાજ વગેરે છે. પરંતુ પાત્રમાં જે ગંગા રાખી છે, તેમાં એ કંઇ નથી. આધારરૂપી પાત્રને ભાગી નાખો એટલે કમંડળમાંનું જળ ગંગાના સ્રોતમાં મળી જશે. જે કંઇ વ્યવધાન છે તે પાત્રને લઇને છે. અહંતા—મારાપણારૂપી ઘટને ભાગી નાખો એટલે બધું એકાકાર થઈ જશે. એક દિવસે મારા પૂજ્યપાદ મહારાજ શ્રીશ્રી બાલાનંદજીએ કહ્યું હતું કેઃ— ભગવાનના કાર્યમાં આત્મોત્સર્ગ કરો. તન, મન, ધન સર્વ તેને અર્પણ

કરો. ત્યારે જ અહંપણું નષ્ટ થશે. શ્રી શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવે પણ કહ્યું છે કેઃ– "આપણે મર્યા એટલે જંજાળ નણુ મરી."

ચાલો હવે કૈલાસની વાત કરીએ. કૈલાસ પહાડ અતિ ઉત્તમ સ્થાનમાં આવેલ છે. ચોમેર વિસ્તીર્ણ ખુલ્લો પ્રદેશ છે. નિકટમાં વસતિનો અભાવ છે. પૂર્વ તરફ દૂર રેલ્વેની સડક છે. તેનાથી દૂર પૂર્વમાં તપોવન, ત્રિકુટ વગેરે મોટા પહાડ માથાં કાઢી ઉભા છે. દક્ષિણમાં પણ દૂર દૂર કેટલાક પહાડ છે. તેની પાછળ ઝાંખી દેખાતી પારસનાથની પર્વત-શ્રેણિ છે. પશ્ચિમ તરફ સઘન વૃક્ષાચ્છાદિત દિગરિયા કિંવા દેવગિરિ ઉભો છે. ઉત્તર તરફ દૂર ઉન્મુક્ત ચક્રબાલની પહાડશ્રેણી છે. આવા સુરમણીય દૃશ્ય મધ્યે કૈલાસ શિખરે શ્રી કૈલાસપતિ સ્વયં વિરાજે છે.

પહેલાં કૈલાસપતિના આશ્રમમાં રસોડું નહતું. પહાડપરની ખુલ્લી જગામાં રસોઈ બનાવવામાં આવતી હતી. જે દિવસે વાયુનું પ્રચંડ જોર હોય તે દિવસે રસોઈ બંધ રહેતી અને તે દિવસે બાબા આહાર પણ કરતા નહિ. તેઓ ઉપવાસી છે એ કોઇના જાણવામાં આવતું નહિ. તેમના સદોદિત પ્રસન્ન વદન પર કોઇ પણ પ્રકારનું પરિવર્તન કોઇના જોવામાં આવતું નહિ. કોઈ પણ કારણસર તેમના ચહેરાપર કોઇ પણ જાતનો ફેરફાર, વિરક્તિ કે ક્રોધ કદિ પણ મેં જોયો નથી. તે હમેશની પ્રસન્નવૃત્તિ અને સંતોષ સર્વ અવસ્થામાં તેમના વદનપર વિરાજી રહે છે. અનશન કે રોગગ્રસ્ત અવસ્થામાં તેઓ કદિ કાતર થતા નથી. હરકોઈ સ્થિતિમાં તેઓ સંતોષથી રહે છે અને પ્રસન્નવદને કહે છે કે 'પરમાત્માની ઇચ્છા વા લીલા!'

એ પરમાત્માની ઇચ્છાથી આજે હજારો ભક્તો બાબાની સેવા માટે વ્યાકુળ છે. કોઇએ તેમને સમુચ્ચ આશ્રમ નિર્માણ કરી આપ્યો છે. કોઇએ આશ્રમને ઉપયોગી સામાન મોકલી તેને સજાવ્યો છેઃ કોઇએ કૂવો ખોદાવી આપી પાણીનું કષ્ટ દૂર કર્યું છેઃ કોઇએ રસોડું બનાવી આપી અક્ષય પુણ્ય પ્રાપ્ત કર્યું છે. બાબા તો પોતે નિર્વિકાર છે. તેમને મન ઝુંપડી અને મહેલ બંને સરખાં છે. કોઇ સેવા માટે કંઈ આપવા ઇચ્છે તો બાબા તેને વિમુખ કરતા નથી. જો તેમ કરે તો ભક્તના હૃદયને દુઃખ થાય. તેઓ કોઇને પણ કષ્ટ આપવા ઇચ્છતા નથી. જે મહાપુરૂષ પ્રત્યેક વ્યક્તિમાં પરમાત્માને જુએ છે તેના હાથે કોઇના પણ પ્રાણને વ્યથા પહોંચે એવું કામ થાય ખરૂં ? કદાપિ નહિ.

ખરૂં કહીએ તો તેઓ દરેક વ્યક્તિના દયાળુ પિતા છે. આ પહાડપર પહેલાં બાબા એકલા રહેતા હતા. હવે બાબાના ભક્તજનો સેવા અને દર્શન અર્થે આવે છે. તેઓ અલ્પ સ્વલ્પ સેવા કરી પોતાને ધન્ય લેખે છે. જ્યારે બાબા આ પહાડ પર એકલા રહેતા હતા અને આશ્રમ નહતો ત્યારે સ્થાનાભાવને લીધે સંધ્યાકાળે પાસેના કોઈ ગામમાં જઈ આશ્રય લેતા હતા. રાતે એક વાગે જ્યારે ડાક ગાડી જશિડિ વટાવી મહા ગર્જના કરતી કલકત્તા તરફ છુટતી, ત્યારે બાબા શય્યાત્યાગ કરી ઉઠતા અને ઠંડી કે વર્ષા, નિર્જનતા કે અંધકાર, વાઘની ગર્જના કે સર્પના ફુત્કારની પરવા કર્યા વગર પહાડના પાદ મૂળે એક ઝરાના તુષારશીતલ પાણીમાં સ્નાનાદિ સમાપન કરી, કૈલાસ પર આવી એક ખુલ્લા શિલાખંડ પર બેસી રાત્રિ વ્યતીત કરતા હતા. બહુ દિવસ સુધીનો તેમનો આ અભ્યાસ હતો અને જ્યારે બાબાનો આશ્રમ તૈયાર થયો અને તે આશ્રમમાં ભક્તજનો અને

સાધુઓ રહેવા લાગ્યા ત્યારે પણ તે અભ્યાસ જારી હતો; હવે તે નથી. બાબાનો દેહ હવે જરાગ્રસ્ત થયો છે. સાધનનું પ્રયોજન હવે રહ્યું નથી. અધુના તેમનું મન સતત આત્મચિંતનમાં મગ્ન હોય છે. પરમાત્માના ધ્યાનમાં તલ્લીન હોય છે. તપસ્યાની હવે આવશ્યકતા રહી નથી. બાબાએ એક દિવસે મને સમજાવ્યું હતું, કે મનને કાબુમાં લેવા માટે જોર ન કરવું, પણ પ્રેમથી તેને કાબુમાં લેવું. ખુલ્લા પ્રદેશમાં બકરૂં કે ઢોર નાસી જાય ત્યારે લાકડી લઇ તેની પાછળ પડવાથી તે પકડાતું નથી; પરંતુ, ઘાસ પાણી કે ખાવાનું બતાવી તેને અતિ સ્હેલાઇથી પકડી શકાય છે. મનનું પણ તેમજ સમજવું.

તેમણે એક વખત મને સમજાવ્યું હતું કે–પરમાત્મા ઉજ્જવલ દીપકની માફક આપણામાં રહે છે. એક ઓરડામાં દીપક ઝળહળ પ્રકાશી રહ્યો છે. કેટલાંક માણસો ત્યાં એકઠાં થઇ આમોદ પ્રમોદ કરી રહ્યાં છે. થોડીવાર પછી તે માણસો ત્યાંથી ચાલી જાય તો પણ દીપક તો પૂર્વવત્ પ્રકાશ આપી રહેલ છે; તેને કંઇ વિકાર નથી. તે પ્રમાણે સુખ દુઃખ વગેરેના અભિનયમાં પણ આત્મા નિર્વિકાર રહે છે–તેને તેમાંનું કંઇ સ્પર્શ કરતું નથી. ગગન સદૃશ આત્મા પણ ભાવાતીત છે. શ્રીકૃષ્ણે ગીતાના તેરમા અધ્યાયમાં આ વાત સમજાવી છે.

કોઇ એક દિવસે ફરીથી હું બાબાનાં દર્શન કરવા ગઇ હતી. પંચેન્દ્રિયો આપણા મનમાં વિષમય ફળ પેદા કરે તે તેમણે એક સુંદર દૃષ્ટાંત આપી સમજાવ્યું હતું. પતંગ, કુરંગ, માતંગ, ભૃંગ અને મીન પ્રત્યેક, એક ઇન્દ્રિયને વશ થઇ પરિણામે મૃત્યુને આમંત્રે છે. ચક્ષુના લોભથી

પતંગ પ્રાણ ગુમાવે છે. કર્ણેન્દ્રિયથી કુરંગ પારધીની જાળમાં સપડાય છે. એ જ પ્રમાણે સ્પર્શેન્દ્રિયથી હસ્તી, ઘ્રાણેન્દ્રિયથી ભૃંગ, રસના લોભથી મીન પ્રાણ ગુમાવે છે. કોઇ પ્રજ્વલ અગ્નિમાં ઝંપલાવે છેઃ કોઇ બંસીધ્વનિના મોહથી પાશબદ્ધ થાય છેઃ કોઇ સ્ત્રીના અંગના સ્પર્શના લોભે જાળમાં ફસાય છેઃ કોઇ રસનાના લોભથી અંકોડીમાં જકડાઈ પ્રાણહાનિ વ્હોરી લે છે. જીવને મૃત્યુપંથે ઘસડી જવા માટે એક જ ઇંદ્રિય બસ છે તો પછી જેને પંચેન્દ્રિયો સતત ખેંચતાણ કરી રહી છે તેનું શું પરિણામ આવે? ભગવાને મનુષ્યને વિચારશકિત અને સંયમ પ્રદાન કર્યાં છે. જો આ શક્તિનો આપણે ઉપયોગ ન કરીએ તો આપણો ધ્વંસ અનિવાર્ય છે.

ફરીથી બીજે દિવસે બપોરે હું બાબા પાસે ગઇ. એમ તો મારૂં જવું આવવું થતું હતું. પરંતુ બાબાએ કોઈ દહાડો 'હું કોણ છું' તે સુધ્ધાં પુછ્યું નથી; હું જે કંઈ પુછું તેનો ઉત્તર તે ખુશીથી આપે. પરંતુ સ્હામો તે કોઇ દહાડો પ્રશ્ન કરે નહિ. તે દિવસે બાબા પ્રાંગણમાં બેસી એક પુસ્તક વાંચતા હતા. ઘણું કરીને તે 'પંચદશી' હતું. અતિ આદરથી બાબાએ મને બેસવાનું કહ્યું. વાતો કરતાં જોયું કે આકાશ કાળાં વાદળાંથી છવાઈ ગયું છે. થોડી વારમાં વરસાદ પડવો શરૂ થયો. પહાડ-પર્વત દેખાતા અદૃશ્ય થઇ ગયા. એકાએક અંધકાર થઈ આવ્યો અને આકાશ અને પૃથ્વીમાં તે છવાઇ ગયો. મને મનમાં ભીતિ પેદા થઇ. ઘેર જવાને માટે મન વ્યાકુળ થયું. વરસાદ ઓછો થયો ત્યારે ઘેર પાછી જવા નીકળી; પણ એમને એમ નહિ. બાબાની એકની એક છત્રી અને એકનું એક ફાનસ હતું તે લઇને. બાબાને એકલા અન્ધારામાં રાખી ફાનસ લેવા મેં ના પાડી; પરંતુ જ્યારે

બાબાએ ફરી ફરીને મને કહ્યું કે અંધકારમાં રહેવાનો મને અભ્યાસ છે, ત્યારે હું તે લેવા સમ્મત થયો. થોડે દૂર જતાં ન જતાં મને મારા માણસોનો મેળાપ થયો. તેમની સાથે બાબાનો સામાન મેં તરત પાછો મોકલાવી દીધો.

બાબાએ કહ્યું હતું કે અંધકારમાં રહેવાનો મને અભ્યાસ છે. એ સાંભળી મને શ્રી. * ગોરાંગદેવની વાતનું સ્મરણ થયું. તેમણે કહ્યું છે કેઃ—

हृदाकाशे चिदानन्दो मुदा भाति निरन्तरम् ।
उदयास्तं न पश्यामि कथं सन्ध्या हुपास्यते ॥

જેના હૃદયાકાશમાં જ્યોતિ નિરંતર પ્રકટી રહેલી છે તેને બહારના પ્રકાશની શી જરૂર છે?

બીજે દિવસે કૈલાસ જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. બાબાએ તે દિવસે મને એક વાત સંભળાવી. એક રાજા હતો અને તે ઘણો ધર્મપરાયણ અને નિરભિમાની હતો. તેને એક યજ્ઞ કરવાની ઇચ્છા થઈ. આ કાર્યને માટે તેણે ઘણા માણસોને આમંત્રણ મોકલ્યાં. અતિથિઓ જ્યારે સભામાં આવી બેઠા ત્યારે તેણે તેમની પાસેથી સાંભળ્યું કે તેની રાજધાનીની પાસે એક સાધુ રહે છે તેને નિમંત્રણ થયું નથી. આ સાંભળતાંની વાર રાજાએ પોતાના મંત્રીને તે સાધુને તેડી લાવવા મોકલ્યો. મંત્રીએ હાથ જોડી સાધુને આમંત્રણ આપી આવવા માટે પ્રાર્થના કરી; પરંતુ, સાધુ આવવા માટે રાજી થયા નહિ. મંત્રીએ બહુ અનુરોધ કર્યો ત્યારે સાધુએ કહ્યું

*———

શ્રી. ચૈતન્ય, બંગાળામાં વૈષ્ણવ સંપ્રદાય પ્રધાન પ્રવર્તક; આગળ ફુટનોટ જુઓ

કે, " જો રાજા તેના યજ્ઞનું ફળ મને આપવાને સંમત થાય તો હું આમંત્રણ કબુલ કરૂં, નહિ તો નહિ." આ વાત સાંભળી મંત્રી ત્યાંથી ચાલી નીકળ્યો અને રાજા પાસે જઈ બનેલી હકીકત કહી. રાજાએ કહ્યું: " મંત્રીવર, તેમની વાત તેં શા માટે ન સ્વીકારી ? મને તો યજ્ઞફળની આકાંક્ષા નથી." એટલું કહી રાજા પોતે સાધુને તેડવા ગયો. સાધુ પાસે જઈ બે હાથ જોડી પ્રણામ કરી ઉભો. સાધુએ કહ્યું, " જો તું તારૂં યજ્ઞફળ મને આપવાને રાજી હોય તો તારૂં નિમંત્રણ સ્વીકારી હું આવવા તૈયાર છું. નહિ તો નહિ." " આપની કૃપા મેળવવા માટે હું પગે ચાલતો દીન ભાવે આપની પાસે આવ્યો છું. અહીં આવતાં ડગલે ડગલે મને શતયજ્ઞનું ફળ પ્રાપ્ત થયું છે, તે સર્વ આપ ગ્રહણ કરો અને તે ઉપરાંત મારા યજ્ઞનું ફળ પણ આપ કૃપાપૂર્વક ગ્રહણ કરો" સાધુએ પ્રસન્ન ચિત્તે કહ્યું:—" તારે કંઈ પણ આપવાની જરૂર નથી. મેં તારૂં નિમંત્રણ ખુશીથી સ્વીકાર્યું છે."

આ વાત પુરી કરતાં બાબાએ કહ્યું કે:—

સંત મિલનકો જાઇયે ત્યજી મમતા અભિમાન;
જ્યોં જ્યોં પગ આગે ધરે ત્યોં ત્યોં યજ્ઞ સમાન.

અર્થાત્ કે સંતપુરૂષનાં દર્શને જવું હોય તો જતી વખતે મમત્વ, બુદ્ધિ અને અહંકારને છોડી જવું જોઇએ. જો તેમ કરીએ તો જ યજ્ઞફળની પ્રાપ્તિ થાય.

# ચતુર્થ તરંગ

એક દિવસે બાબા મને સમજાવતા હતા કે, જેના હૃદયમાં સંતોષ છે તે ખરેખર સુખી છે. ભલેને તે દરિદ્ર કાં ન હોય, તો પણ તે રાજાનો રાજા છે. જેના હૃદયમાં વાસના વિરાજે છે તે ભલેને ધનવાન હોય પરંતુ તે દુઃખી છે. કોઇએ વાસ્તવિક કહ્યું છે કેઃ—

ગજધન ગોધન વારિધન, ઓર રતનધન ખાન;
જબ આવત સંતોષ ધન, સબ ધન ધૂલ સમાન.

ભર્તૃહરિએ પણ કહ્યું છે કેઃ—

**स हि भवति दरिद्रो यस्य तृष्णा विशाला**
**मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः ॥**

ક્રોધ સંબંધી વાત નીકળતાં બાબાએ કહ્યું હતું કે ક્રોધ ચાર પ્રકારનો છે. સાધુજનનો ક્રોધ ક્ષણસ્થાયી હોય છે—મ્હોંથી માત્ર ગર્જના કરે તે જ. બાકી અંતર તો મધુમય હોય છે. માણસના હિતાર્થે તેઓ ઘણીવાર મ્હોં પર ક્રોધ બતાવે છે. પણ તે ઉપર કહ્યું તેમ ક્ષણસ્થાયી હોય છે. જેમ જળ ઉપર જોરથી આઘાત કરવામાં આવે તો જળ પર કંઇ ડાઘ કે ચિહ્ન પડતું નથી તેના જેવો એ ક્રોધ છે, ખાલી બ્હીવરાવવા પૂરતો જ તે હોય છે. બીજા પ્રકારના ક્રોધને

વેળુપરની રેખાની ઉપમા આપી શકાય. ત્રીજા પ્રકારનો પત્થર પરની રેખા જેવો હોય છે, જે મરણ પર્યન્ત જતો નથી અને ચોથા પ્રકારનો ક્રોધ લોહપર કોતરેલી રેખા સમાન હોય છે, જે જન્માંતર પર્યન્ત સ્થાયી હોય છે. ક્રોધનો જે છેવટનો પ્રકાર કહ્યો તે ઘણો ભયંકર હોય છે. જન્માંતરે પણ પ્રતિહિંસા લઇને જન્મે છે. ક્રોધનો પરિહાર કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. ક્ષમા અને ધૈર્યદ્વારા ક્રોધ પર જય પ્રાપ્ત કરી શકાય છે. શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે*

વસ્તુવિચારદ્વારા કામનો ધ્વંસ થાય છે. ક્ષમા વડે ક્રોધનો ધ્વંશ થાય છેઃ સંતોષ વડે લોભનો થાય છે. આ ત્રણ રિપુનો સંહાર કરવા સતત પ્રયત્ન કરવો ઉચિત છે.

એક દિવસે એક શોકાતુર મનુષ્યની દુઃખજનક વાત સાંભળ્યા પછી બાબાએ એક ઉપાખ્યાન સંભળાવ્યુંઃ સુખ અને દુઃખ સ્થાયી નથી. તે ચક્રની માફક ઉપર નીચે સતત ફર્યા કરે છે. એ તેનો સાર હતો. બાબાએ જે વાત કહી હતી તે આ પ્રમાણે હતીઃ—

કોઈ એક મહાન નગરીમાં એક પ્રખ્યાત ઝવેરી રહેતો હતો. તેની રત્નપરીક્ષા એટલી તો તીવ્ર હતી કે ગમે તેવું રત્ન જો તેની પાસે લાવવામાં આવે તો તે ઝટ તેનું યથાર્થ મૂલ્ય આંકતો. દિવસે દિવસે તેની કીર્તિ વધવા લાગી. તેની

---

* त्रिविधं नर्कस्यदं द्वारं नाशनमात्मनः
कामक्रोधस्तथा लोभ तस्मादेतत्त्रयं त्यजेत ॥
गी. १६. २१

સાથે તેને દ્રવ્યની પણ વિપુલ પ્રાપ્તિ થવા લાગી. એમ કરતાં તેણે ઘણું દ્રવ્ય સંપાદન કર્યું. તેની વિશાળ અટ્ટાલિકા, વિસ્તીર્ણ ઉદ્યાન, પ્રચુર ધનરત્ન, તેના વૈભવનો પરિચય આપતાં હતાં. ઘરમાં પતિપરાયણા સ્ત્રી, ઉદાર મિત્ર-બાંધવનો સમુદાય, અનુરક્ત દાસ દાસીઓ તેના સુખમાં વૃદ્ધિ કરતાં હતાં. એક દિવસે તે ઝવેરીએ પોતાની સ્ત્રીને કહ્યું:-" મારા જેવો ભાગ્યવાન પુરૂષ આ સંસારમાં વિરલજ હશે. હું જે કરૂં છું તેમાં સીધા પાસા પડે છે. રુધિર હાથમાં લઉં છું તો કનક થઇ જાય છે. ખાવાનું ખાવા માટે મ્હોં પહોળું કરૂં છું તો સાકરનો ગાંગડો મ્હોંમાં પડે છે."

સાધ્વી સ્ત્રીએ આ સાંભળી કહ્યું, "આ પરથી તો એમ લાગે છે કે આપણે ઉન્નતિની પરમ સીમાએ પહોંચ્યાં છીએ, કદાચ આપણા પતનનો સમય પણ આવી પહોંચે તો કંઇ કહેવાય નહિ!"

ચઢતી પડતીનો સનાતન નિયમ કોઇથી ઉલંઘન કદિ થઇ શકયો છે? સુખ પછી દુ:ખ, પ્રકાશ પછી અંધકાર, દિવસ પછી રાત્રિ, એ સૃષ્ટિનો અબાધિત નિયમ છે.

ગીતાના સોળમા અધ્યાયના એકવીસમા શ્લોકમાં કહ્યું છે કે પોતાનો નાશ કરનાર નરકનાં દ્વાર ત્રણ છે:-કામ, ક્રોધ અને લોભ; તેટલા માટે આ ત્રણને મનુષ્યે ત્યજવા.

સાધ્વીનું વચન મિથ્યા થયું નહિ. આંધીના માફક વિપત્તિઓ ચોતરફથી ઘેરવા માંડી. બંધુ-બાંધવ આત્મીય માણસો દૂર સરવા લાગ્યાં. રાજદરબારમાં પ્રતિષ્ઠા હતી તે ગઇ, એટલું જ નહિ પણ રાજ્યનો કોપ તેના ઉપર ઉતર્યો અને તેના ધનભંડાર લુંટાઈ ગયા. છેવટે ઘર પણ ત્યજવું

પડયું અને જે કાંઈ બાકી રહ્યુ હતું તે પારકાના હાથમાં ગયું. આખરે દંપતી એવા વિચાર પર આવ્યાં કે ઓળખીતા પાળખીતા મનુષ્યો વચ્ચે નગરમાં રહેવું એ સંભવિત પણ નથી, તેમ જ ઉચિત પણ નથી. એવો વિચાર કરી એક અંધારી રાત્રિએ તેઓ નગર છોડી ચાલી નીકળ્યાં અને એક ગામડાના સીમાડે એક ઝાડ નીચે રહેવા લાગ્યાં. આમ કરવાથી તેમના દુઃખનો અંત આવ્યો નહિ. થોડા સમય પછી કષ્ટ અને દુઃખથી પીડા પામી તે ઝવેરી ખાટલાવશ થયો. આવી સ્થિતિ આવતાં તે સાધ્વી સ્ત્રી ભિક્ષા માગવા પ્રવૃત્ત થઇ. તે ઘેરઘેર ફરી ભીખ માગી લાવતી અને પોતાના સ્વામીને જમાડી જે બાકી રહે તે પોતે જમતી. આ પ્રમાણે તેઓ દુઃખમાં દિવસ વ્યતીત કરવા લાગ્યાં. છતાં તેમના દુઃખનો છેડો આવ્યો નહિ.

એક દિવસે તે ઝવેરીને શીરો ખાવાની ઇચ્છા થઇ. તેણે પોતાની ઇચ્છા સ્ત્રીને જણાવી. સાધ્વી સ્ત્રી તે જ ક્ષણે ભીખ માગવા નીકળી પડી, ઘેરેઘેર ભિક્ષા માગતાં તેને ફક્ત ત્રણ પૈસા મળ્યા. એક પૈસાનો લોટ, એક પૈસાનો ગોળ અને એક પૈસાનું તેલ લઈ ઘેર આવતાં સંધ્યાકાળ થઇ ગઈ. પોતાના સ્થાનપર આવી તેણે શીરો તૈયાર કર્યો; અને જુએ તો પોતાનો સ્વામી જ્વરથી પીડાઈ તંદ્રામાં પડયો છે. તેણે પોતાના સ્વામીને ઉઠાડયો નહિ, અને તે શીરાને એક માટીના વાસણમાં મૂકી તેનાપર પાંદડું ઢાંકયું. આખા દિવસની થાકેલી તો હતી તેથી તે પણ ખાધા વિના સુઇ ગઇ અને તેની આંખ મળી ગઇ. જ્યારે થોડી રાત્રિ બાકી રહી ત્યારે ઝવેરીનો તાવ ઉતરી ગયો અને ભુખ લાગવાથી તેણે શીરો માગ્યો. સ્ત્રીએ કહ્યું કે–' તે તો તમારી પાસે જ ઢાંકી રાખ્યો છે. '

વ્યાકુળ ચિત્તે તે શીરો ખાવા ગયો; પણ જુએ તો તે વાસણમાં શીરો નથી. કુતરૂં આવીને શીરો ખાઈ ગયું છે અને તે પાત્રમાં વિષ્ટાત્યાગ કરી ચાલી ગયું છે. ક્ષુધાતુર, તૃષાતુર ઝવેરી પોતાના દુર્દૈવને જોઈ આક્રંદ કરવા લાગ્યો. સ્ત્રીનું અંતર પણ વેદનાથી ચીરાવા માંડયું; પરંતુ તે સાધ્વી આવેગથી બોલી ઉઠી કે, "આપણા દુઃખની પણ પરમ સીમા આવી પહોંચી છે–હદ થઇ ગઇ છે; હવે અવસ્ય સુખના દિવસ આવશે.'

બીજે દિવસે ઝવેરીની તબિયતમાં ફેરફાર થયો. તેનો તાવબાવ જતો રહ્યો અને શરીર ઠીક જણાયું. આથી તે પોતાની ભાગ્યપરીક્ષા કરવા થોડે દૂર એક નગરમાં ગયો. ત્યાં બજારમાં જઈ જુએ તો કેટલાક માણસો એકઠા થઇ એક મહામૂલ્યવાન રત્નની કિંમતને માટે વિવાદ કરી રહ્યા છે. પોતે ઝવેરી તો હતો જ. રત્નની પરીક્ષા પણ સારી રીતે કરી જાણતો હતો તેથી તેણે તરત જ તે રત્નની કીંમત આંકી આપી. પરસ્પર વિવાદ કરતા માણસો તેની શક્તિ જોઇ આશ્ચર્ય પામ્યા. એમાં એક શાણો માણસ હતો તેણે તેની શક્તિ જોઈ પોતાની દુકાને ઝવેરાતની પારખ માટે નોકર રાખ્યો. થોડા સમયમાં તેણે પોતાની બુદ્ધિ અને ચાતુરીથી શેઠનો વિશ્વાસ સંપાદન કરી લીધો. અને શેઠ તેનાં બુદ્ધિ અને પ્રામાણિકપણાથી એટલો ખૂશ થઈ ગયો કે તેણે પોતાની દુકાનમાં તેને ભાગ કરી આપ્યો અને તે શેઠને કોઈ સંતાન ન હોવાથી અને ઝવેરીએ તેની સેવા ચાકરી કરવાથી મરતી વખતે તે દુકાન તેણે તેને સોંપી દીધી. દુકાન પોતાની માલેકીની થતાં તેણે પૂર્વવત્ વિપુલ સંપત્તિ પુનઃ પ્રાપ્ત કરી અને પોતે પહેલાંની અવસ્થાએ પહોંચ્યો.

એ સચરાચર જોવામાં આવે છે કે સંસારત્યાગી સાધુઓની વય જો કે વધારે હોય છે છતાં તેમનો દેહ એવો તો સુદૃઢ અને બલિષ્ટ હોય છે કે જરા વ્યાધિ સહેજમાં તે દેહમાં પ્રવેશ કરી શકતી નથી. સંયમ અને પૂર્ણ બ્રહ્મચર્યને લઇને જ તેમ થાય છે. સાધુ બાબાનું વય ઘણું મોટું છે–તેઓ ઉત્તરાવસ્થામાં છે, છતાં પણ યુવકોના કરતાં સ્ફૂર્તિમાન અને કર્મઠ છે. તેમનો બાંધો બળવાન અને તેજઃપુંજ દેહ, લઘુ અને દ્રુત પદવિક્ષેપ જોતાં એમજ લાગે છે કે એ દેહમાં વ્યાધિએ કદિ પ્રવેશ કર્યો નથી. કૌતુહલવશ થઇ એક દિવસે બાબાને મેં આ બાબતમાં પ્રશ્ન કર્યો હતો. બાબાએ પ્રત્યુત્તરમાં કહ્યું તેવું કેઃ–" ભાઇ, વ્યાધિ તો ન થાય એમ કેમ બને ? માત્ર તેથી અમે વિચલિત થતા નથી."

" ત્યારે આપની સેવા કોણ કરે છે ? આપ તો એકલા રહો છો."

" ઔષધ કે સુશ્રુષાનું કંઇ પ્રયોજન રહેતું નથી. વ્યાધિનો નિર્દિષ્ટ ભોગ સમય જાય એટલે વ્યાધિમુક્ત થઇ જવાય."

ક્યાં છે તે આપણામાં વિશ્વાસ ! આપણામાં એ વિશ્વાસ હોય તો જોઇએ શું ? આપણે આ સ્થૂળ જગત્ સિવાય બીજી કંઇ મહાન વસ્તુ જોઇ શકતા નથી. આપણો વિશ્વાસ વૈદ્ય અને ઔષધિ પર વિશેષ હોય છે.

હું બાબાને કેટલાંક વર્ષો થયાં જોઉં છું; કિન્તુ કોઇપણ અવસ્થામાં મેં તેમને કદી પણ વિચલિત જોયા નથી.



# પંચમ તરંગ

ફરી એક દિવસે હું બાબા પાસે ઉપસ્થિત થઇ. કપટી સંન્યાસી સંબંધે વાત ચાલી. બાબાએ કહ્યું, "જો કોઇ ખોટો ડોળ કરી ભગવાનનું નામ લે, તો તેમાં કંઇ વિશેષ અપરાધ જેવું નથી; કિન્તુ, જો તે બહારથી કે અંતરમાં તેનું નામ ન લે તો તે મહા અપરાધી માણસ છે, એમ સમજવું. ઇશ્વરનું નામ લેતાં ઢોંગી માણસ સાધુ થઇ જાય છે." આ સમજાવવા માટે બાબાએ એક વાર્તા સંભળાવી:

કોઇ એક રાજા હતો. તે રાજાને સાધુદર્શનની ઇચ્છા થઇ; પરંતુ, તે બિચારો ઘણો વૃદ્ધ હતો અને પર્વત પર કે જંગલમાં ફરીને સાધુની શોધ કરવા સમર્થ નહતો. આથી તેણે પોતાના મંત્રીને બોલાવી કહ્યું કે—' મારે એક ખરા સાધુનાં દર્શન કરવાં છે માટે તમે તેની તપાસ કરાવો. આ કામને માટે હું તમને છ માસની મુદત આપું છું. જો તે દરમિયાન તમો મને સાધુનાં દર્શન કરાવશો તો હું તમને ભારે ઇનામ આપીશ; પરંતુ, જો તેમ નહિ થાય તો તમને સજા કરીશ."

મંત્રી મહા મુઝવણમાં પડ્યો, કે સાધુને ક્યાંથી પેદા કરવો? આસપાસ તપાસ કરાવી તો સાધુ મળે નહિ. બજારમાં દુકાને સાધુ કંઇ થોડા વેચાય છે? શું કરવું, તેને માટે વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને એક ઉપાય સુઝયો. તેણે જોયું કે રાજાના ઘોડેવાળા છે તેમાં એક

આદમી ઘણો દેખાવડો છે, એટલું જ નહિ પણ બુદ્ધિનો પણ તે પ્રખર છે. તેને સાધુ બનાવવા માટે પેલો મંત્રી નગર બહાર લઈ ગયો અને એક નાના જંગલમાં તેને માટે કુટિર બનાવી. મંત્રીએ તેને ત્યાં લઈ જઈ ખુલાસાવાર વાત કરી કે, " જો ભાઈ, તારે સાધુનો કપટી વેશ ધારણ કરી રાજાના મનનું આકર્ષણ કરવું પડશે. તે માટે હું તને મંત્ર બતાવું છું. આસન કેમ માંડીને બેસવું તે શીખવું છું. સાધુના હાવભાવ કેવા પ્રકારના હોય છે તે પણ બતાવી દઉં છું. આમ કર્યા પછી તારે મૌન્ય ધારણ કરી બેસી રહેવું, કારણ કે જો તું તેમ નહિ કરે તો તારી બુદ્ધિ બીજા પારખી જશે."

તે સઇસે પહેલાં તો આ વાતને સંમત થયો નહિ; પરંતુ, મંત્રીએ જ્યારે દ્રવ્યની લાલચ આપી ત્યારે તે તે કામ કરવા રાજી થયો. મંત્રીએ તેને વચન આપ્યું કે રાજા તરફથી જે કંઈ ભેટ મળશે તેમાંથી અડધો ભાગ તને આપીશ ને વળી રાજા જ્યારે તારાં દર્શન કરવા આવશે ત્યારે પ્રણામ કરતી વખતે સારી રકમ ભેટ ધરશે. મંત્રીનાં આવાં વચનથી તે સઇસ તે કાર્ય કરવા રાજી થયો. તેને શું કરવું, કેમ ખરા સાધુનો ડોળ રાખવો તે માટે દરરોજ મંત્રી તેને શિક્ષણ આપવા લાગ્યો. એમ કરતાં કરતાં કેટલાક મહિના વિતી ગયા.

આમ કરતાં જ્યારે છઠ્ઠો માસ પુરો થવા આવ્યો ત્યારે રાજાએ મંત્રીને પૂછ્યું, " કયેમ કોઇ સાધુનું અનુસંધાન મળ્યું ખરૂં ?"

મંત્રીએ હાથ જોડી કહ્યું, " હા, મહારાજ, પત્તો મળ્યો છે. તે મહાન સાધુ છે. હિમાલયના બરફમય પ્રદેશમાં તેઓ તપશ્ચર્યા કરતા હતા. હમણાં તેઓ દેશ ભ્રમણ કરવા નીકળ્યા

# પ્રથમ તરંગ

ભક્તોની ઇચ્છા એવી હોય છે કે, બાબાને ઘેર બોલાવવા, પરંતુ, તેમ બની શકતું નથી. આખરે ભક્તોની માગણી સ્વીકારી બાબા બંગાળામાં જવા માટે સંમત થયા. બંગાબ્દ ૧૩૩૭ પુરૂં થવા આવતાં ફાલ્ગુનની પ્રતિપદાને દિવસે બાબાએ કૈલાસ છોડી બંગાળ તરફની યાત્રા શરૂ કરી.

કલકત્તા રહેવાનું બાબા પસંદ કરતા ન હતા. તેઓનું કહેવું એમ હતું કે, તે અતિ પ્રવૃત્તિવાળું સ્થાન છે. આથી કરીને કલકત્તાની પાસે લિલુવામાં બાબાના વાસસ્થાન માટે નક્કી કરવામાં આવ્યું. બાબાના ભક્ત, સર હુકમીચંદ સ્વરૂપચંદ નામના મારવાડીના મહેલ જેવા ઘરમાં બાબા આવી પહોંચ્યાં.

બાબા આવ્યા ન આવ્યા એટલામાં તો કલકત્તા ને તેની પાસેના સ્થાનમાંથી ભક્તો ત્યાં આવવા માંડયા. તે સ્થળમાં પણ બાબાને નિરાંત નથી. અવિરામ જનસ્ત્રોત તેમની તરફ ઢળે છે. બાબા થોડા દિવસ ત્યાં રહી ત્રિપુરા પધાર્યા. ગત વર્ષના કુમ્ભમેળા સમયે ઝુન્સીના રેતાળ ટેકરા પર બાબાની છાવણીમાં ત્રિપુરાના રાજપરિવાર સાથે બાબાનો પ્રથમ પરિચય થયો હતો. ત્યાર બાદ રાજપરિવારના ઘણા માણસો બાબાનાં દર્શન કરવા કૈલાસ આવ્યા હતા. કેટલાક દિવસ જશિડિ રહી બાબાને ત્રિપુરા પધારવા માટે આગ્રહપુર્વક

નિમંત્રણ કર્યું હતું. બાદમાં ત્રિપુરાના મહારાજે પત્ર લખીને બાબાની યાત્રાને માટે સર્વ વ્યવસ્થા કરી આપી હતી.

રાજધાનીમાં રાજમહેલમાં બાબાને રહેવાને માટે સુસજ્જિત ઓરડો તૈયાર કરવામાં આવ્યો છે. બાબાને ત્યાં રહેવું પસંદ પડયું નહિ અને ચાના બગિચામાં એક નાના બંગલામાં તેઓ રહેવા લાગ્યા.

ત્રિપુરાથી બાબા સુસંગ ગયા. સુસંગ મયમનસિંગ જીલ્લામાં આવ્યું છે. સુસંગ અતિ પ્રાચીન રાજ્ય છે અને ગારો નામનો પહાડ આ રાજ્યની સીમામાં છે. હમણાં આ પહાડ અને જંગલ બ્રિટિશના અધિકારમાં છે. રાજ્યેશ્વરને વંશાનુક્રમે મહારાજની ઉપાધિ મળી છે. આ પદવી પૂર્વે રાજા માનસિંહે આપી હતી.

આ મહારાજના ભ્રાતા અને તેમનાં પત્ની બાબાના મંત્ર-શિષ્ય છે. તેમના આમંત્રણથી બાબા સુસંગ પધાર્યા હતા. તેમને રાજવાડામાં રહેવું પસંદ ન હતું. થોડે દૂર આંબા-વાડિયાની પાસે ખુલ્લી જગામાં તંબુ ઠોકાવી બાબા ત્યાં રહેવા લાગ્યા. તેમની સાથે એક જ સહચર હતા, અને તે શ્રી હુજુરાનંદજી અવધૂત. તેઓ બાબાની પાસે કૈલાસમાં રહેતા હતા અને કોઇ કોઈ વાર તેઓ એકત્ર દેશ ભ્રમણ કરતા હતા. કોઇ દહાડો બાબા ત્રીજા માણસને સાથે લઇ ભ્રમણ કરતા નથી.

આ ખુલ્લા સ્થાનમાં અતિ સુંદર પ્રાકૃતિક દશ્યો વચ્ચે રહી બાબા આનંદ અનુભવતા હતા. દૂરમાં શૈલમાળા, પાસે જ નદી, અને સેવામાં સેવારતા, ભક્તિમતી રાણી સુરસાદેવી અને તેમના સુપુત્રો હતા.

ઘણું કરીને એક સ્થાનમાં એક પખવાડિયાથી વધારે બાબા રહેતા નથી. સુસંગમાં બાબા એક પખવાડિયું રહ્યા અને પછી રાજશાહી તરફ રવાના થયા. બાબાના સમાચાર પત્રો અને તારથી આવતા જતા હતા. અમારી આકુળ પ્રાર્થના સ્વીકારી રાજશાહીમાં અમારે ઘેર પધારતા હતા; એ વાત ચોમેર પ્રસિદ્ધિ પામી હતી.

વૈશાખ માસની ચોથને દિવસે સ્હવારે બાબા પધાર્યા.

પદ્મા નદીમાં સ્નાન કરી આવી, બાર વાગતાં પહેલાં ભોજન વગેરે સમાપ્ત કર્યું. શ્રી ઠાકુરાનંદજી બાર વાગ્યા પછી ભોજન કરતા નથી. ફુરસદે બાબાએ અમને ત્રિપુરા અને સુસંગની કેટલીક વાતો કરી. સુસંગનું પ્રાકૃતિક દશ્ય ત્રિપુરા કરતાં ઘણું જ સુંદર છે. આ સ્થાનમાં ઠંડક વધારે છે. નદીમાં પ્રચુર મત્સ્ય, ખેતરમાં ધાન્ય અને જંગલમાં હરિણાદિ સુખથી ફરે છે.

બપોરના બાબાને લઇને અમે પદ્મા નદીને કાંઠે ફરવાં ગયા. પાસે જ એક વૃદ્ધ સ્ત્રી એકલી એક ઝુંપડીમાં રહેતી હતી.

કોઈ કોઇ વખત અમે તેને મળવા જતાં હતાં. આજ બાબાને લઇને અમે ત્યાં ગયાં. બાબાને જોઇને તે વૃદ્ધ સ્ત્રીને અતિશય આનંદ થયો; અને તેણે કહ્યું, "આજ પરમહંસ બાબા આવ્યા છે." બાબાએ કહ્યું, "સીતારામ કહો."

તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું, "રામનું નામ તો લઇ શકું છું, પણ સીતાનું શા માટે? સીતામાં અને મારામાં શો પ્રભેદ છે?"

બાબા હસ્યા. તે વૃદ્ધાએ અમારા સર્વના હાથમાં, એટલું જ નહિ પણ, બાબાના હાથમાં સુદ્ધાં બે પતાસાં મુક્યાં. બાબાએ તે અતિ આદરથી ગ્રહણ કર્યાં.

તે દિવસે સંધ્યા સમયે જ્યારે બાબાના ચરણ તળે સભા ભરી બેઠાં હતાં ત્યારે બાબાએ સૌને અમૂલ્ય ઉપદેશ આપ્યો. બાબાએ કહ્યું હતું કે-તપસ્યા એ મનનો વ્યાપાર છે. મન અને પ્રવૃત્તિની ગતિનો રોધ કરવો એનું નામ તપસ્યા. તપસ્યાનો અર્થ છે દમન. મનના અશુભ સંકલ્પ, પ્રવૃત્તિ અને ઇંદ્રિયાદિનો દમનપૂર્વક ચિત્તશુદ્ધિને માટે જે પ્રયત્ન, તેનેજ તપસ્યા કહે છે. એને માટે મનના ઉપર ગફલત વગર પહેરો રાખવો જોઇએ. જો કોઇ પણ પ્રકારનો અશુદ્ધ ભાવ મનમાં પેસી જાય તો તે જ ક્ષણે તેને તાડન કરવો જોઇએ-તેને મારી હઠાવવો જોઇએ. મનનો એવો સ્વભાવ છે કે એક જ સમયે બે વિષયને સાથે રાખી શકતું નથી; એથી જો મનને સત્સંગમાં યોજવામાં આવે તો પોતાની મેળે મનના ખરાબ ભાવ આપો-આપ સરી જાય છે.

મનને દમન કરવાને માટે બાબાએ બે ઉપાય બતાવ્યા હતા. એક 'ડરસે', દુસરા 'પ્રેમસે' અર્થાત્ મનને પટાવીને આ બીજા ઉપાયથી જ સારાં ફળ પ્રાપ્ત કરી શકાય છે; કારણ કે, વિચારપૂર્વક જે કરવામાં આવે તેનું ફળ સ્થાયી હોય છે. તરંગમાં કે જોશમાં જો એકાદ કામ કરવામાં આવે તો તેનું ફળ સ્થાયી થતું નથી.

બાબા બોલ્યા હતા કે, 'કાર્ય કરવા પહેલાં તેનો વિચાર કરવો એ જ ઉત્તમ છે.' મનમાં કોઇ પણ પ્રકારનો સંકલ્પ કે પ્રેરણા ઉત્પન્ન થાય તો તેનું પરિણામ શું આવશે તેનો પૂર્વે વિચાર કરવો જોઇએ. વિચાર કરતાં જો તેમાં દોષ દેખાય તો તેનો મૂળથી જ ત્યાગ કરવો ઉચિત છે; નહિ તો પછીથી તેને હઠાવી કાઢવો કઠિન છે.'

બાબાએ ફરી કરીને અમોને કહેલું છે કે, પ્રવૃત્તિ યા તૃષ્ણાનું ફળ દુઃખ છે, જ્યારે સંતોષનું ફળ શાંતિ છે.

વૈરાગ્યથી નિવૃત્તિ પમાય છે. જો વાસનાનો ઉચ્છેદ ન થાય તો સંતોષનો સંભવ નથી. જે મનુષ્ય સંતોષરૂપી સમુદ્રમાં ડૂબેલો રહે છે, તે મનુષ્યને સંપુર્ણ સુખ પ્રાપ્ત થાય છે. જે સાધુ કોઈ પણ પદાર્થ ગાંઠે બાંધતો નથી, ભગવાન જ્યારે જે આપે ત્યારે તે સંતોષથી ખાઈ લે છે, તે સાધુની પાછળ પાછળ ભગવાન ફરે છે. તે સાધુને ક્ષુધાનું કષ્ટ સહન કરવું પડતું નથી, તેને કોઈ પણ જાતનો અભાવ રહેતો નથી.

બાબાએ કહ્યું હતું કેઃ—

> ગિરૂહ ગાંઠ નહિ બાંધતે, જબ મિલે તબ ખાય;
> ગોવિંદ તાકી પિછે ફિરે, મત ભૂખે રહ જાય.

એક દિવસે બપોરે બાબાનાં દર્શન કરવા 'સ્ટુડન્ટસ્ હોમ'માંના કેટલાક વિદ્યાર્થીઓ આવ્યા હતા. બાબાએ તેમને અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો હતો. બાબાએ કહ્યું કે, "મનુષ્ય અને જંતુમાં શો ફેર છે?" મનુષ્ય આહાર કરે છે, પોતાનાં સંતાનનું પાલન કરે છે, તેમ જંતુઓ પણ કરે છે. ઉભયની વૃત્તિ એકજ પ્રકારની છે. ફેર માત્ર એટલો છે કે મનુષ્યો પરમાત્માનું ચિંતન કરી શકે છે; પરમાત્મા સાથે મળી જઈ શકે છે, જ્યારે જંતુઓ તેમ કરી શકતાં નથી. જો પૂર્વજન્મનાં કરેલાં સુકર્મના ફળરૂપે મનુષ્યયોનિમાં જન્મ લીધો છે તો આવો અનુપમ સુવર્ણસંમ સુયોગ વૃથા ગુમાવવો ઉચિત નથી. મનુષ્યમાત્રે પોતાનું લક્ષ્ય મોક્ષની પ્રાપ્તિ છે એમ સમજવું ઉચિત છે. મોક્ષલાભ માટે મહર્ષિ અષ્ટાવક્રે રાજર્ષિ જનકને કહ્યું છે કે,

> **मुक्ति मिच्छसि चेत् तात विषयान् विषवत् त्यज ।**
> **क्षमार्जव दया संतोष सत्यं पीयूषवत् भज ॥**

અર્થાત્ કે, હે તાત ! જો તારે મુક્તિલાભની ઇચ્છા હોય તો વિષય ને વિષવત્ સમજીને તેનો ત્યાગ કર; ક્ષમા, આર્જવ, દયા, સંતોષ, સત્યને* અમૃતવત્ સમજી તેને ભજતો રહે, તેનું અનુશીલન કર.

સત્યમાં કેટલી શક્તિ છે તે સમજાવવા સારૂ બાબાએ એક વાત કહી.

એક ચોરને એમ ઇચ્છા થઇ કે કોઈ મહાત્મા પાસે દીક્ષા લેવી. આથી તે મહાત્મા પાસે ગયો. તેના ચરણમાં પ્રણામ કરી, તેણે પોતાની ઇચ્છા જણાવી અને તે ઉપરાંત પોતાના ચરિત્રમાં શા શા દોષ હતા, તે પણ નિવેદન કર્યા. મહાત્મા તેની આવી સરળતા જોઇ પ્રસન્ન થયા અને તેને દીક્ષા આપી અને અનુજ્ઞા કરી કે, આજથી તારે કદાપિ મિથ્યા વાક્ય બોલવું નહિ. તે તસ્કર હા કહી, ત્યાંથી વિદાય થયો.

એક સમયે આ ચોરે રાજાની અશ્વશાળામાંથી રાજાના પ્રિય ઘોડાને ચોર્યો. જ્યારે તે ઘોડાપર બેસી પલાયન કરતો

---

* ક્ષમા, આર્જવ, દયા, સત્યાદિને માટે ગીતામાં ઘણેક સ્થળે ઉપદેશ છે: યથા,

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम्
गी. १३–७

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेवच
गी. १८–४२

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्
गी. १७–१५

હતો ત્યારે રાજાના પ્રહરીએ તેને પકડ્યો. જ્યારે તેણે તેને પ્રશ્ન કર્યો કે 'તું કોણ છે?' ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'હું ચોર છું.' પ્રહરીએ વિચાર કર્યો કે, જો તે ચોર હોય તો કદાપિ કાળે પોતાને મ્હોંએ ચોર છે, એમ કહે નહિ. જરૂર આ માણસ રાજાનો કોઇ અતિથિ અથવા તો તેનો મિત્ર હોવો જોઇએ. મારી મશ્કરી કરવા તે આમ બોલે છે.

પ્રહરીએ તેને છોડી દીધો. તે ચોર ઘોડા પર બેસી ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં ગુરૂનો આશ્રમ આવતો હતો તેથી તે ઘોડાને આશ્રમની બહાર બાંધી તે ગુરૂને પ્રણામ કરવા અંદર ગયો. એટલામાં ઘોડારમાંથી કોઇ ઘોડો ચોરી ગયું છે, એ વાતની જાણ થઇ, અને ચોરને પકડવાને માટે ચોમેર માણસો છુટયાં. એક પ્રહરી ઘોડાના પગલાંની નિશાનીને અનુસરતો—પગેરૂ કાઢતો—આશ્રમ પાસે આવી લાગ્યો. જોયું તો બહાર ઘોડો બાંધેલો છે, પણ તેનો રંગ સફેદ છે જ્યારે રાજાના ઘોડાનો રંગ કાળો હતો.

આણી તરફ તે ચોર ગુરૂને પ્રણામ કરી બહાર આવ્યો અને જોયું તો કેટલાક ઘોડેસ્વાર તે સફેદ ઘોડાને નિરખી રહ્યા છે. તે ચોર પણ ઘોડાનો રંગ બદલાયલો જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે હસીને સ્વારોને પુછ્યું,

"તમે શું જોઇ રહ્યા છો?"

એક સ્વારે ઉત્તર આપ્યો, "રાજાનો માનિતો ઘોડો ચોરાઇ ગયો છે. આ જ તે ઘોડો કે બીજો, તે જોઇએ છીએ. તમને તે સંબંધી કંઇ ખબર છે?"

તે તસ્કરે જવાબ આપ્યો, "આ જ રાજાનો ઘોડો છે, અને હું જ તેને ચોરી લાવ્યો છું."

તે સ્વારો સમજ્યા કે આ તો આપણી મશ્કરી કરે છે. એમ સમજી તેઓ ત્યાંથી ચાલી ગયા અને રાજાને સઘળી હકિકત નિવેદન કરી.

થોડા દિવસ પછી નગરપાલે તે ચોરને સંશયપરથી ચોરી માટે પકડી રાજાની આગળ ઉભો કર્યો. તેની વિરૂદ્ધમાં કંઇ ઝાઝો પુરાવો ન હતો. રાજાએ તેને પુછયું, " તેં ચોરી કરી છે ? "

તસ્કરે ખુલ્લા દિલથી કહ્યું, " હા."

રાજાઃ—શી રીતે ચોરી કરી ?

તસ્કરે કંઇ પણ છુપાવ્યા વગર ખરી હકિકત જણાવી દીધી. રાજા તેની સત્યનિષ્ઠા જોઇ ખુશી થયો. તેને રાજ્યમાં એક નોકરી આપી અને ચોરી કરવાનું છોડી દેવાની આજ્ઞા કરી. તે તસ્કરે પણ ચોરી કરવાનું છોડી દીધું અને ધીમે ધીમે બુદ્ધિના પ્રભાવથી, તે પોતાની ઉન્નતિ કરવા લાગ્યો. એમ કરતાં તેના સઘળા કુસંસ્કાર દૂર થયા, અને અંતે સત્યનિષ્ઠાના પ્રતાપથી તે મંત્રીપદ સુધી પહોંચ્યો; એટલું જ નહિ, પણ, મહાત્માના એક યોગ્ય શિષ્ય તરીકે પોતાનો પરિચય આપવા સમર્થ થયો.

વાત પૂરી કરી ફરવાને માટે બાબા બહાર ગયા. થોડો સમય ફરી કરીને સંધ્યાને સમયે જ્યારે બાબા ઘેર પાછા ફર્યા ત્યારે તેમના ચરણ ધોવા અમે ચોતરફથી આવી લાગ્યાં. સર્વનો આગ્રહ તો જુઓ ! કોઇ જળ રેડે છે: કોઇ પગ પખાળે છે: કોઇ તે લુછે છે. છ માણસોએ તેમના ચરણને પકડયા છે. કોઇ પંખો નાંખે છે, જેને બીજું કંઇ કામ કરવાને મળતું નથી, તે બાબાની લાકડી ધોઇને લુછે છે.

બાબા 'ના' કહીને કોઇના મનને દુઃખવવા ઇચ્છતા નથી. જ્યાં સુધી સેવા ચાલે છે, ત્યાં સુધી તેઓ ધીમેથી મૃદુ સ્વરે બોલે છે કે, 'શિવોહમ્, શુદ્ધોહમ્, નિરંજનોહમ્, નિર્વિકારોહમ્, સચ્ચિદાનંદ સ્વરૂપોહમ્'. બાબા મનમાં શું વિચાર કરતા હશે, તે ભક્તવાંચકો સારી રીતે અનુમાન કરી શકશે. ત્યાર પછી બાબાની પાસે અમે વિંટળાઇ બેઠાં અને તેમનો ઉપદેશ સાંભળતાં હતાં, ત્યારે કોઇ ક્રોધી પુરૂષની વાત નીકળી. તે પર બાબાએ એક વાત સંભળાવી:—

એક ધર્મશીલ અતિથિપરાયણ પુરૂષને અતિશય ક્રોધિષ્ટ સ્ત્રી હતી. એથી તે મનમાં ઘણો જ દુઃખ પામતો હતો; પરંતુ, કોઈ પણ રીતે સ્ત્રીનો સ્વભાવ ફેરવી શકવા સમર્થ ન હતો. આથી કરીને તે પોતાની ઇચ્છાનુરૂપ અતિથિસેવા કરી શક્તો નહિ. તથાપિ, તે સેવાકાર્યમાં પ્રમાદ કરતો નહિ.

એક દિવસે એક સાચા સાધુ તેને ઘેર પધાર્યા ગૃહસ્વામીએ તેમનો આદરસત્કાર કર્યો અને તેમને બેસાડયા. તથા સ્ત્રીને રસોઈ કરવા કહ્યું. ગૃહપતિને કંઇ ખાસ કામને માટે બહાર જવું પડયું. બહાર જતાં પૂર્વે તેણે અતિથિને પોતાની સ્ત્રીના સ્વભાવ સંબંધી થોડો ઇશારો કર્યો હતો.

અતિથિને થોડી વારમાં જણાયું કે તેના સ્વામીએ પોતાની સ્ત્રીનો પરિચય આપવામાં કંઇ અત્યુક્તિ કરી ન હતી. રસોઇ શરૂ કરતાં જ બાઇએ ગાળાગાળી શરૂ કરી. ઘરમાં એક બાજુએ બેઠા બેઠા સાધુ ગાળો સાંભળતા હતા, તેઓ ચુપચુપ નિર્વિકાર બેઠા હતા. ધીમે ધીમે ગાળોનું જોર વધવા માંડયું. રસોઇ તૈયાર થતાં બાઇએ રૂક્ષ સ્વરે તરછોડો કરી અતિથિને ભોજન કરવા કહ્યું. સાધુ કંઇ પણ બોલ્યા-ચાલ્યા વગર જમવા લાગ્યા. જમતી વખતે અટકયા વગર

ગાળોનો વર્ષાદ વર્ષવા લાગ્યો. સાધુએ મૌન્ય ધારણ કરી, કોઈ પણ જાતનો ક્રોધ કે વિરક્તિ દાખવી નહિ. સાધુને નિરુત્તર જોઇ, બાઇના ગુસ્સાનો પારો વધારે ઉંચે ચઢયો. છેવટે તેણે બળતું ખોયણું લઇ, ક્રોધના આવેશમાં સાધુની મુછોને લગાડયું. કોઇ પણ જાતના ક્રોધનો વિકાર જણાવ્યા વગર સાધુ મહારાજ ડાબા હાથે મુછોને હોલવતા જમણે હાથે ભોજન કરવા લાગ્યા. તેઓના પ્રશાંત વદન પર કોઇ પણ જાતની લાગણીનું ચિન્હ ન હતું. બાઇ હારી ગઇ, સ્તંભિત થઇ ઉભી રહી.

સાધુનો નિરભિમાન સ્વભાવ, ક્ષમા અને ધૈર્ય જોઇ બાઇ આશ્ચર્ય પામી. મુગ્ધ અને અનુતપ્ત ચિત્તે સાધુને પગે પડી ક્ષમા માગી. છેવટે સાધુની પાસે તેણે દીક્ષા લીધી અને પહેલાના સ્વભાવનો હંમેશને માટે ત્યાગ કર્યો.

બાબાએ કહ્યું કે ધૈર્ય અને ક્ષમાદ્વારા ક્રોધ પર જય મેળવી શકાય છે. ક્રોધને સમયે જો કોઇ વાદવિવાદ કરે તો વધારે ક્રોધ ચઢે છે–ક્રોધની નિવૃત્તિ થતી નથી. ધૈર્યનું અનુશીલન કરવાથી, ક્ષમાભાવની વૃદ્ધિ થાય છે, અને ક્ષમાનું અનુશીલન કરવાથી ધૈર્યની વૃદ્ધિ થાય છે.

ઘરની અંદર અતિશય ગરમી થતી હોવાથી બાબા વરન્ડામાં સુતા. અમે કહ્યું કે, 'રાત્રે કંઇ પ્રયોજન પડે તો નોકરને બોલાવજો.' બાબાએ પ્રત્યુત્તર આપ્યો કે, "માઇ, મને તો કોઇ જાતનું પ્રયોજન પડતું નથી.' એમ કહી તેમણે તેમના જીવનમાંની એક ઘટના કહી સંભળાવી.

પરિભ્રમણ કરતાં કરતાં કોઇ એક પોલિસના અધિકારી સાથે બાબાને પરિચય થયો. તે બાબાથી મુગ્ધ થયો અને તેમની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. બાબાને જંગલમાં ફરવાનું,

તેથી બાબાને માટે તેણે એક તંબુની વ્યવસ્થા કરી. બાબાએ તે લેવા માટે ના પાડી અને કહ્યું કે, "અમે વનવાસી માણસ, કોઇ વખતે ક્યાં હોઇએ, તેનું ઠેકાણું નહિ. તમારા તંબુનો કોણ પહેરો ભરશે? કોઇ કદાપિ ચોરી જાય તો તમારે તેને માટે સરકારને જવાબ દેવો પડશે." બાબાની વાત તેને સુસંગત લાગવાથી એક માણસને તંબુ પર પહેરો કરવાને માટે રોક્યો. બાબા તેમના શયનગૃહમાં કોઇને સાથે રાખતા નથી. તેઓ એકલા શયન કરે છે. તંબુમાં જુદાજુદા ભાગ ન હતા. એકજ ઓરડો હતો. તેથી તે માણસ ભારે વિમાસણમાં પડ્યો. તેણે બાબાને કહ્યું કે, તેનાથી એકલા આ જંગલમાં નહિ સુઇ શકાય. વાઘનો ભય, સાપનો ભય અને ભૂતનો ભય, એમાંથી એકાદ ભય તો જંગલમાં ખરો ને ખરોજ. બાબાએ તેને કહ્યું કે, 'તું નિર્ધાસ્તપણે તંબુમાં સુઇ જજે; હું તંબુની બહાર ઝાડ નીચે આનંદથી શયન કરીશ.'

બાબાની વાત સાંભળી અમે સર્વ હસી પડયાં. અને પુછ્યું, કે "આ પ્રમાણે બાબા, તમે કેટલી રાતો કાઢી હતી?"

બાબાએ ઉત્તર આપ્યો કે, "આ પ્રમાણે બે ત્રણ રાત્રીઓ વ્યતીત કરી, કોઇને પણ કંઇ કહ્યા વગર બીજે ચાલી ગયો. તે પોલીસ અધિકારીને આમાંની કંઇ ખબર પડી નહિ."

બીજે દિવસે સવારે જોયું તો બાબા 'પ્રબોધચંદ્રોદય' નામના નાટકમાંના કોઇ એક શ્લોકનો અર્થ મારા સ્વામીને સમજાવે છે. તે સઘળા શ્લોક અને તેનો અર્થ સ્મરણમાં નથી. એક શ્લોકનો અર્થ આ પ્રમાણે છેઃ—

ક્ષમા આવી વિવેક મહારાજને કહે છે કે 'હે દેવ, સાંભળો. માણસ જ્યારે ક્રોધ કરે, ત્યારે મૌન્યનું અવલંબન કરવું જોઇએ: જો તે ગાળો દેવા માંડે તો તેની પ્રત્યે મીઠો

વ્યવહાર કરવો જોઇએ; આથી પણ જો તેનો ક્રોધ નિવૃત્ત ન થાય અને જો તે ધિક્કાર કરે તો તેને પગે પડી, અનુનયથી તેને સમજાવવો તથા તેના પ્રત્યે કરુણા બતાવી તેના શરીરમાંના ચંડાલરૂપી ક્રોધને નિવૃત્ત કરવા ભગવાનને પ્રાર્થના કરવી. જો ક્રોધી માણસ મારવાનો આરંભ કરે તો તેના પ્રત્યે ગુસ્સે ન થતાં, મનમાં એમ લાવવું કે એથી આપણાં પૂર્વજન્મનાં દુષ્કર્મોનો નાશ થાય છે. આપણે બીજાની પાસેથી પીડા પામીએ કે અપમાન ભોગવીએ છીએ, તે આપણા પૂર્વજન્મના કર્મફળને માટે જ છે. એ સમજવું જોઇએ કે માણસ તો નિમિત્તમાત્ર છે.

બાબાએ કહ્યું કે, શ્રી રામચંદ્રજીએ વનવાસ સમયે ગુહ નામના ચંડાલને ત્યાં આતિથ્યગ્રહણ કર્યું હતું. તે સમયે ગુહે લક્ષ્મણને કહ્યું હતું કે, 'આવો બંધુ, આપણે બન્ને ભરતનો સંહાર કરી શ્રી રામચંદ્રને રાજ્ય આપીએ.' તેના જવાબમાં લક્ષ્મણે કહ્યું હતું કે:—

सुखस्य दुःखस्य नकोऽपि दाता
परो ददातीति कुबुद्धिरेषा ।
अहम् करोमीति वृथाभिमानः
स्वकर्म सूत्रे ग्रथिताहि लोकाः ॥

ભાવાર્થ:—

સુખ દુઃખ કેરો નહિ કોઇ દાતા,
દે અન્ય તેને કથતી કુબુદ્ધિ:
'હું તે કરું છું'–અભિમાન ખોટું,
સ્વકર્મ સૂત્રે ગ્રથિતા જ લોકો.

ત્યાર પછી બાબાએ કહ્યું કે મલિન અહંકારનો ત્યાગ કરવો જોઇએ. અહંકારની સાથે માયા આવે છે. અકર્તૃત્વ બુદ્ધિ રાખવી જોઇએ. નટ કે મેનેજરની બુદ્ધિથી સર્વ કામ કરવાં જોઇએ. તેમ કરવાથી મલિન અહંકારનો નાશ થાય છે. બાબા કહે છે કે અહંકાર બે જાતના છે. એક શુદ્ધ અને બીજો મલિન. હું આત્મસ્વરૂપ છુ, શુદ્ધ છું, એ જાતનો અહંકાર દોષરૂપ નથી; પરંતુ, મુક્તિના હેતુરૂપ છે. હું રાજા છું, મારી માન પ્રતિષ્ઠા છે, હું મોટો પંડિત છું, હું શ્રેષ્ઠ બ્રાહ્મણ છું, મારામાં બહુ ક્ષમતા છે, મારે ત્યાં બહુ દાસ દાસીઓ છે; આ મલિન અહંકાર છે અને ત્યાગવા યોગ્ય છે. આવા અહંકારથી જીવનું સહસા રક્ષણ થતું નથી. બાબાએ ત્યારપછી નારદ ઋષિ સંબંધી એક આખ્યાયિકા સંભળાવી.

એક સમયે દેવર્ષિ નારદ પોતાની વીણા લઇને હરિનામ કરતા ભ્રમણ કરતા હતા. સહસા એક ઘણી જ શોકાતુર વૃદ્ધ સ્ત્રી તેમને નજરે પડી. તેમણે તેને પુછ્યું કે, 'તું શા માટે રડે છે?' તે વૃદ્ધાએ કહ્યું કે, 'મારો પુત્ર મરી ગયો છે.' એમ કહી, તે રડવા લાગી. નારદ તે વૃદ્ધ સ્ત્રીના દુ:ખથી લેશ પણ વ્યથિત થયા વગર મનમાં વિચાર કરવા લાગ્યા કે, "આ સર્વ માયાનું કાર્ય છે. હું માયાથી રહિત છું. સારૂં છે કે માયા મને સ્પર્શ કરી શકતી નથી, અને જુઓને આ મૈયા અજ્ઞાનથી અને માયાથી કેવી બદ્ધ છે!" નારદના આ અહંકારથી તેમના પતનની સંભાવના થઇ.

થોડા સમય પછી એક વખતે નારદજી જલાશયને કિનારે વીણા અને વસ્ત્ર રાખી, સ્નાન માટે પાણીમાં જઇ, તેમણે અંદર ડૂબકી મારી. ડૂબકી મારતાં તેમને સ્ત્રી શરીર પ્રાપ્ત થયું. તેઓ નારદજી હતા તે વાતનું તેમને સ્મરણ રહ્યું

નહિ. ત્યાર પછી તે સ્ત્રીરૂપધારી નારદનો વિવાહ થયો અને એક પછી એક એમ કરતાં તે એકસો ને એક છોકરાંની મા થઇ. પછી તેની પરીક્ષા કરવાના હેતુથી વૃદ્ધ સાધુરૂપે ભગવાને તેને દર્શન આપ્યાં અને કહ્યું, " મૈયા ! હું અતિશય વૃદ્ધ થયો છું. હું મારૂં પોતાનું કામ કરી શકતો નથી. તમારે ઘણા પુત્રો છે, તેમાંથી જો એક મને મારી સેવા માટે આપો, તો ઉપકાર થશે."

તે માતાએ આ સાંભળી કહ્યું, " હું તમને મારા પુત્રોમાંથી એક પણ નહિ આપું. તેઓ મને પ્રાણ સમાન વ્હાલા છે. મહારાજ, તમે અહીંથી ચાલી જાવ."

આ બીના બન્યા પછી કેટલાક સમય પછી તે માઇનો એક પુત્ર મરી ગયો. તે રોવા ને આક્રંદ કરવા લાગી. તેને ઘણું ય સમજાવ્યું કે તમારે સો પુત્રો છે, ને શા માટે વિલાપ કરો છો ? આટલું છતાં તેને શાંતિ થઇ નહિ અને જોરથી વિલાપ કરવા લાગી. પડોશીઓએ પણ આવીને તેની સમજુત કરવા માંડી પણ સર્વ ફોકટ. છેવટે સઘળા જણ તેને પકડીને નદીએ ન્હાવા લઇ ગયા. સ્નાન પુરૂં થતાં તેને પોતાનું પૂર્વ સ્વરૂપ–નારદનું રૂપ પ્રાપ્ત થયું. કાંઠા પર રાખેલી વીણા વસ્ત્રાદિ પડયું હતું, તે તેમણે લઇ લીધું. પેલી ઘટનાનું સ્મરણ થતાં તેમને લજ્જા થઇ આવી. તેઓ વિષ્ણુને પ્રણામ કરવા સ્વર્ગમાં ગયા. શ્રી હરિ તેમને જોઇ મંદ હસ્યા. તે જોઇ નારદે શરમથી મ્હોં નીચું કરી કહ્યું કે, " પ્રભુ, ખરેખર તમારી માયાનો પાર નથી. તે દુર્તિક્રમનીય છે."

ચિત્તશુદ્ધિના ઉપાય દર્શાવતાં બાબાએ કહ્યું કે—

" ઉઠતે, બેઠતે, સોતે રામ,
હાથમેં કામ, મનમેં રામ,
જક્તજનોકે મન વિશ્રામ."

ઉઠતાં, બેસતાં અને સુતાં સુતાં પણ નામજપ કરવો. હાથમાં હોય તે કામ કરવું, પણ મનમાં તો શ્રીરામ કે જે ભક્તજનોનું વિશ્રામસ્થાન છે, તેનું સ્મરણ કરવું. આ નામજપ કરવો તે મનથી કરવો. મન એકાગ્ર હોય તોજ લાભ થાય છે. મન જેટલું સૂક્ષ્મ થાય તે પ્રમાણમાં તે સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરી શકે છે. વિષયસ્પર્શથી મન સ્થૂલ થાય છે. જે વસ્તુમાં મન અને ઇંદ્રિયો નિયુક્ત હોય—જોડાયલી હોય, તે વસ્તુનું જ્ઞાન થાય છે. મન વગર જ્ઞાન થાય નહિ અને રસની પણ ઉપલબ્ધિ થતી નથી.

બીજે દિવસે મારા સ્વામીએ બાબાને પ્રશ્ન કર્યો કે. "આર્જવનો અર્થ સરળતા ને ?" બાબાએ જવાબ આપ્યો કે, આર્જવ એટલે બહિઃશુદ્ધિ તેમજ અંતઃશુદ્ધિ. બહિઃ બહારની શુદ્ધિ માટે જળ, માટી કે સાબુની આવશ્યકતા છે; દેહ, વસ્ત્ર, શય્યા વગેરે સ્વચ્છ રાખવાં જોઇએ. કારણ કે તેથી પણ મનને મલિનતા પ્રાપ્ત થાય છે. અંતઃશુદ્ધિને માટે કુસંગ અને કુપ્રવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ. મનની મલિનતા એટલે કપટ અને જુઠ એનો સંપૂર્ણ રીતે ત્યાગ કરવો જોઇએ. એનું નામ આર્જવ.

અમે સમજ્યાં કે કોષના મોટા મોટા અર્થ અહીં નહિ ચાલે.

થોડા સમય પછી કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓ મહારાજનાં દર્શન કરવા આવી. રાયબહાદૂર કુંજમોહન મૈત્રે કંઈ ઉપદેશ સાંભળવાની ઇચ્છા જણાવી. બાબાએ કહ્યું—"મનુષ્યના ચાર વર્ગ છે. * ( ૧ ) પામર, ( ૨ ) વિષયી, ( ૩ ) જીજ્ઞાસુ,

---

* चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।

(૪) જ્ઞાની. જેઓ વિષયી છે તેઓને પૃથ્વીમાં વિવિધ જાતના ભોગ અને મરણ પછી સ્વર્ગની આકાંક્ષા હોય છે. આ પૃથ્વી પર જ્યાં સુધી તેઓ રહે છે ત્યાં સુધી પુણ્યનાં કામ અને ધર્માનુષ્ઠાન કરે છે. તેઓને ભોગસુખની જ વાંછના છે. આ લોકમાં અને પરલોકમાં તેમને તે જ જોઇએ છે, અને તે સુસંગત ઉપાયથી મોક્ષપ્રાપ્તિની વાંછના તેમના મનમાં કદાપિ જાગૃત થતી નથી.

જેઓ પામર છે તેઓ કેવળ ભોગને ઇચ્છે છે. તે ભોગ પછી ન્યાયથી કે અન્યાયથી મળે તેની તેમને પરવા નથી. ભોગની લાલસાથી જાતજાતનાં પાપાચરણમાં મત્ત રહે છે. તેમને ધર્મની કે મોક્ષની ઇચ્છા હોતી નથી. વિષયી અને પામર સાધારણતઃ સાધુદ્વેષી હોય છે; પરંતુ, વિષયી ઘણીકવાર ધર્મ-પથે જવા ઇચ્છા કરે છે. માત્ર મોક્ષપ્રાપ્તિની ઇચ્છા હોતી નથી. જેઓ તત્ત્વજીજ્ઞાસુ છે, તેમના અંતરમાં આલોકમાં ભોગ-વાસનાની અને પરલોકમાં ભોગેચ્છાં બહુધા હોતી નથી. ભોગેચ્છા પ્રચ્છન્ન ભાવે કોઇના અંતરમાં વખતે હોય, તો પણ તેઓ નિષ્કામકર્મી, મોક્ષેચ્છુ અને મોક્ષમાર્ગના જીજ્ઞાસુ હોય છે. આ કારણને લઇને તેઓ તત્ત્વજીજ્ઞાસુના નામે ઓળખાય છે. જેઓ જ્ઞાની છે તેઓ નિત્યસિદ્ધ છે. જીવોનું

---

आर्तोजिज्ञासुरर्थार्थीज्ञानी च भरतर्षभ ॥
गी. ७–१६

હે કુરૂકુળશ્રેષ્ટ! આર્ત, જિજ્ઞાસુ, અર્થાથી અને જ્ઞાની એવા ચાર પ્રકારના લોકો મને ભજે છે. ગી. ૭–૧૬

અનુવાદક

હિતસાધન એજ તેમનું કર્તવ્ય છે; જીવનને મોક્ષમાર્ગ બતાવવો એજ તેમનું કામ હોય છે.

મોક્ષલાભને માટે આ ચારનું અવલંબન કરવું જોઇએ. યથા—સત્સંગતિ, શાન્તિ ( શમ*—દમ+ ) વિચાર, સંતોષ.

સત્સંગ સંબંધી બાબાએ એક વાત કહીઃ—કોઇ એક ઝવેરી હતો. તેનો મૃત્યુકાલ આવતાં તેણે પોતાની સ્ત્રી અને પુત્રને કહ્યું કે, "જો તમારે કોઇ વાર દુઃખનો પ્રસંગ આવે તો મારો અમુક મિત્ર ઝવેરી છે, તેની પાસે આ રત્ન લઇ જશો તો તે તમારૂં દુઃખ દૂર કરશે. એટલું કહી તે ઝવેરીએ

---

* शम——नित्यनैमित्तिककर्मातिरिक्तानां व्यापाराणामन्तरिन्द्रियनिग्रह्. । इति 'गूढार्थ तत्वालोके धर्मदत्तः' ब्रह्मज्ञानोपयोगिव्यापारातिरिक्त चित्तव्यापारमात्र निरोध । इति 'शंकर दिग्विजय सारे'

\+ दम——नित्यनैमित्तिककर्मातिरिक्तानां व्यापाराणां बाह्येन्द्रिय निग्रह. ब्रह्मज्ञानोपयोगि व्यापारातिरिक्त बाह्येन्द्रिय व्यापारमात्र निरोध.

વિષયોથી મન રોકવું, તેને શમ કહે વીર
ઇંદ્રિયગણનું રોકવું, દમ ભાખે બુધ ધીર
વિચારસાગર-શ્રી નિશ્ચલદાસ

અનુવાદક

એક ખોટો હીરો નાની પેટીમાં મુકી આપ્યો. ઝવેરીના મરણ પછી કેટલેક સમયે કઠિન પ્રસંગે દેખા દીધી. પુત્રને પિતાની સૂચનાનું સ્મરણ હતું તેથી તે હીરાને લઇને પોતાના પિતાના મિત્રને ત્યાં ગયો. ત્યાં જઇને પેલો હીરો તેના હાથમાં મુકયો. તે હીરો જોતાં જ તે સમજી ગયો કે આ ખોટો છે-સાચો હીરો નથી. સાથે આમ કરવાનું કારણ પણ તે ચતુર રત્ન-પારખી સમજી ગયો. તે છોકરાના બાપનો ઉદ્દેશ્ય સમજી તેણે તે છોકરાને કહ્યું, “તું આને હમણાં તો પાછો લઇ જા અને ઘરમાં રાખી મુક. તું મારી પાસે ધંધો શીખ. તારા ઘરખર્ચને માટે કંઇ ચિંતા કરતો ના, તારો ઘરખર્ચ હું સંભાળી લઇશ.”

આમ કેટલાક વર્ષ સુધી તેણે રત્નપરીક્ષાનું શિક્ષણ લીધું. જ્યારે તે ઝવેરીએ જાણ્યું કે તે હવે હોંશિયાર થયો છે, ત્યારે તેણે તેને કહ્યું કે, ‘જા, તું તારા પિતાએ આપેલો પેલો હીરો લઇ આવ! તે છોકરાએ તે પ્રમાણે કર્યું. તે ઝવેરીએ તેને તે હીરાનું મૂલ્ય આંકવા કહ્યું, છોકરો તે હાથમાં લેતાં જ સમજી ગયો કે આ તો ખોટો છે. તે ઝવેરીએ કહ્યું કે, “આમ કરવામાં તારા પિતાનો હેતુ તને શિક્ષણ આપવાનો હતો. જો હું તને પ્રથમથી એમ કહત કે આ હીરો નકલી-ખોટો છે, તો તું એમ સમજત કે, હું તારી પ્રતારણા કરૂં છું—છેતરૂં છું. તેથી તને ખરો અને ખોટો હીરો પરખવાનું જ્ઞાન આપ્યું. એથી હવે તું તારી મેળે તેની પરીક્ષા કરી શકે છે.”

બાબાએ આ વાત પુરી કરી કહ્યું કે, સદ્‌ગુરૂ પાસે શિક્ષણ લઈ, કેટલાક સમય સુધી સાધનામાં રત રહી, સત્સંગ કરો તો તમે પણ સમજી શકો કે નિત્યપદાર્થ કીયો અને અનિત્ય

કીયો ? નકલી રત્ન કે ખોટો હીરો તે વિષયાનંદ. તે તમો સમજી શકશો.*

સંધ્યા સમયે બાબાને શાન્તિનો અર્થ પુછયો. બાબાએ કહ્યું કે શાન્તિનો અર્થ શમ–દમ. અર્થાત્ શારીરિક અને માનસિક બ્રહ્મચર્ય. વિષયસ્પર્શથી મન સ્થૂલ અને ચંચલ થાય છે. શમદમના અભ્યાસથી ચિત્ત પવિત્ર સૂક્ષ્મ અને અચંચળ થાય છે. મનની આ અવસ્થામાં બ્રહ્માનુભૂતિ હોય છે. શમ એટલે મનનો નિગ્રહ, દમ એટલે ઇંદ્રિયદમન. એકની સહાયથી બીજાને પ્રાપ્ત કરી શકાય છે.

બાબાએ પછી એક પ્રતિજ્ઞાપાલક યુવકની વાત સંભળાવી–

કોઇ એક યુવકનાં બાળપણમાં લગ્ન થઇ ગયાં હતાં. લગ્ન થયા પછી તેને પોતાની સ્ત્રીને જોવાનો પ્રસંગ આવ્યો ન હતો. તે સ્ત્રી પોતાને પિયર રહેતી હતી. આમ કેટલોક સમય વહી ગયા બાદ તે યુવકના ઘરમાં કોઇ રહ્યું નહિ; તેથી તે પોતાની સ્ત્રીને તેડવા પોતાના સસરાને ગામ ગયો. ગ્રામમાં પ્રવેશ કરતાં એક જળાશયની તીરે એક યુવતી માથાપર પાણીનાં બે બેડાં શી રીતે ચઢાવવાં, તેની વિમાસણમાં છે. એક બેડું તો માથે ચઢાવી શકાય, પણ બીજું શી રીતે તે પર ચઢાવવું તેની મુંઝવણમાં હતી; એવામાં તે યુવકને જોઇ તેણે કહ્યું, " તમે આ ઘડો મારા માથા પર ચઢાવશો ? "

તે યુવક તે કાર્ય કરવા સંમત થયો. તે યુવતિએ કહ્યું, " પણ તેમ કરતાં તમારે પ્રતિજ્ઞા લેવી પડશે કે, સદોદિત,–

*

૧૩૩૫ બંગાબ્દમાં આ ઉપદેશ, શ્રીયુત તારાપ્રસન્ન બાબુને બાબાએ આપ્યો હતો.

લેખિકા

હંમેશને માટે તમારે મારી સાથે મારા ભાઇની માફક વર્તવું પડશે. ”

તે યુવકે તે પ્રમાણે પ્રતિજ્ઞા કરી અને તરત જ તે યુવતિના માથા પર બેડું ચઢાવ્યું. પછી બન્ને જણુ પોતપોતાને રસ્તે ગયાં. યુવક પોતાના સસરાનું ઠેકાણું પુછતો સસરાને ઘેર પહોંચ્યો. સસરાએ તેની આગતાસ્વાગતા કરી. રાત્રીએ જ્યારે યુવક અને યુવતી એકઠાં મળ્યાં ત્યારે એકબીજાને જોઇ આશ્ચર્ય પામ્યાં. તે યુવતિએ જોયું કે, જળાશયપર બેડું ચઢાવનાર તો એ જ હતા. એમણે તો મને ચિરદિન ભ્રાતૃની નજરથી જોવાની પ્રતિજ્ઞા કરી છે.

બીજે દિવસે તે માણસે પોતાના જમાઇને વિદાય આપી. યુવક સ્ત્રીને લઇ પોતાને ઘેર આવ્યો અને કહ્યું કે, “ આ ઘર તારૂં છે. તું જ આ ઘરની કર્તાકારવતા છે અને તે પ્રમાણે તું સુખથી રહે. એનાથી કંઇ અધિકની અપેક્ષા કરતી નહિ; કારણકે, “ તારી સાથે ભગિની તુલ્ય આચરણ કરવા મેં પ્રતિજ્ઞા લીધી છે. તેથી તારા હાથનું અન્ન હું ગ્રહણ કરીશ નહિ.”

સ્વામી અને સ્ત્રીની વચ્ચે અંતરાયની દિવાલ ખડી થઇ; છતાં, અંતરાયની વાત કોઇ જાણી શક્યું નહિ. કોઇને તેમણે વાત સુદ્ધાં કરી નહિ. આ પ્રમાણે તે સુખે દુઃખે દિવસ કાઢવા લાગ્યાં. સ્ત્રીએ ઘણી ચતુરાઇ કરી જોઇ, પણ તેને સમજાયું કે, તેનો ધર્મપરાયણ પતિ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે તેમ નથી. આથી સંતાન-સંતતિની સંભાવના ક્યાંથી હોઇ શકે? સંતાન ન હોય તો વંશ નિર્મૂળ જાય અને છોકરાં વગરનું ઘર પણ શોભાહીન; આથી તેણે સ્વામીને ફરીથી પરણાવવા વિચાર કર્યો. તેને પોતાને એક ન્હાની સગી બ્હેન

હતી. આ બ્હેનની જોડે લગ્ન થાય તો ખોટું નહિ. આમ વિચાર કરી, આ કાર્યની સંમત્તિ મેળવી. તે સ્ત્રીએ પોતાના પિતાને સંદેશો મોકલ્યો. તે માણસની જયેષ્ટ કન્યા સાસરે બહુ સુખમાં રહે છે. તેને કોઇ જાતનો અભાવ નથી. આથી તેને સંદેશો મળતાંની વાર તે પોતાની બીજી દીકરી આપવા રાજી થયો. શુભ દિવસ જોઈ લગનનું કાર્ય પુરૂં કરી નાંખ્યું. કન્યા સંપ્રદાનાન્તે તેણે પોતાના જમાઇને કહ્યું કે, “ તમને મેં મારી બીજી કન્યાનું દાન કર્યું છે. તમે પ્રતિજ્ઞા કરો કે, જે ભાવથી મારી જયેષ્ટ કન્યાને જુઓ છો, તે જ ભાવથી મારી બીજી કન્યાને જોઇશ.”

જમાઇએ તે પ્રમાણે પ્રતિજ્ઞા કરી અને સ્ત્રીને લઇને પોતાને ઘેર ગયો. ઘેર પહોંચ્યા પછી તે ઉભય સ્ત્રીઓને કહ્યું કે, “ તમારા પિતા પાસે મારે પ્રતિજ્ઞા લેવી પડી છે કે, હું જે ભાવથી મ્હોટીને જોઉં છું, તે જ ભાવથી ન્હાનીને જોઇશ. હું મોટીને ભગિનીભાવથી જોઉં છું, તેથી ન્હાનીને પણ આજથી એ જ ભાવે જોઇશ. તમારા હાથનું રાંધેલું અન્ન હું ગ્રહણ નહિ કરૂં. હું મારે માટે રસોઈ બનાવી લઇશ. તમારા હાથનું સ્પૃષ્ટ અન્ન કદાપિ લઇશ નહિ.”

આ સાંભળી મોટી સ્ત્રીના મનને અત્યંત ક્લેશ થયો. તેણે આશા પોષી હતી કે, કંઇ નહિ, આ વખતે તો સંતાન થશે અને ગૃહની શોભા વધશે. પરંતુ, તે માર્ગ પણ બંધ થઇ ગયો. વળી તે પોતાના સ્વામીને ઓળખતી હતી કે, તે કદાપિ કાળે પોતાની પ્રતિજ્ઞા ભંગ કરશે નહિ. માટે તેમને તે માટે અનુરોધ કરવો વૃથા છે. એથી તે ચૂપ રહી. બધા લોક તો મનમાં એમ જ સમજતા હતા કે બન્ને બ્હેનો ઘણી સુખી છે. આનંદ કલ્લોલમાં દિવસ કાઢે છે. ગૃહપતિ પણ

સદા પ્રસન્ન વદને પોતાની બન્ને સ્ત્રીઓ પ્રત્યે અતિ સ્નેહથી વર્તતો હતો.

આ સમયે એક બીજી જ ઘટના બની રહી હતી. શ્રી કૃષ્ણ અને અર્જુન બન્ને સાથે દેશ ભ્રમણ કરવા નીકળ્યા હતા. અર્જુનના કંઠમાં એક દુષ્પ્રાપ્ય, મહામૂલ્યવાન મણિમય હાર હતો. આ હાર દેવાધિપતિ ઇન્દ્રે એક સમયે તેને ભેટ આપ્યો હતો. એ હાર આપતી વખતે ઇન્દ્રે કહ્યું હતું કે, 'આ હાર તમે ગળામાંથી કાઢતા ના.' અર્જુને પ્રતિજ્ઞા કરી કે, "જ્યાં સુધી આ દેહમાં જીવ છે ત્યાં સુધી એ હારને કંઠમાંથી કાઢીશ નહિ."

એક દિવસે એ હાર શ્રી કૃષ્ણે માગ્યો. અર્જુને કહ્યું કે, "જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તેને કંઠમાંથી ન કાઢવાની મેં પ્રતિજ્ઞા લીધી છે." શ્રી કૃષ્ણ ચુપ રહ્યા.

પછી બપોરના થોડે દૂર અર્જુનના જોવામાં એક સરોવર આવ્યું. તે જોઇ અર્જુને કહ્યું, "તમે જરા અહીં બેસો, હું સ્નાન કરીને આવું છું."

શ્રી કૃષ્ણે કહ્યું, "બન્ધુ, તું સ્નાન કરવા જાય છે, ત્યાં આ અસ્ત્રશસ્ત્ર શા માટે સાથે લઇ જાય છે?"

અર્જુને પોતાનાં હથિયાર શ્રી કૃષ્ણ પાસે રાખ્યાં અને સ્નાન કરવા ચાલી ગયો.

સ્નાન કરી જેવો તે બહાર નીકળે છે કે, ત્યાં કિનારા પર એક ભયંકર સિંહ તેના પર હુમલો કરવાની તૈયારી કરતો જોયો. અર્જુન પાસે અસ્ત્ર ન હતાં કે શસ્ત્ર પણ ન હતાં. આત્મરક્ષાને માટે કોઇ પણ જાતનો ઉપાય ન હોવાથી, તેણે તે મણિમય હાર ઝટ્ટી તાણીને જોરથી સિંહના માથા

પર માર્યો, સિંહે મ્હોડું પહોળું કરી તે હાર મ્હોંમાં લઇ ત્યાંથી ફાળ ભરી તે અદૃશ્ય થઇ ગયો.

જ્યારે વસ્ત્રપરિધાન કરી તે શ્રી કૃષ્ણ પાસે આવ્યો ત્યારે જોયું કે, તે હાર તેમના કંઠમાં ઝુકી રહ્યો છે. પાર્થ મનમાં સમજ્યો અને શરમથી મ્હોં નીચું કર્યું. શ્રી કૃષ્ણે કહ્યું, "કેમ મિત્ર ! તેં તો જીવતાં સુધી હાર કંઠમાંથી ન કાઢવાની પ્રતિજ્ઞા કરી હતી ને? તું તો જીવે છે, તારો હાર કયાં છે?"

પછી તે હાર અર્જુનને પાછો આપી કહ્યું, "ચાલ મારી સાથે. તને બતાવું કે એક માણસ કેવી રીતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરે છે, તે જોઇને તું ખૂશ થઇશ. તું પોતાને ધન્ય માનીશ."

પછી બન્ને જણ સાધુનો વેષ ધારણ કરી પેલા યુવકને ઘેર ગયા. યુવક તેમને જોઇ ઘણો આનંદ પામ્યો અને તેમનો આદર સત્કાર કર્યો. તથા સેવા કરવા માટે આગ્રહ દર્શાવ્યો. શ્રી કૃષ્ણે તેની તે વાત માન્ય રાખી, પણ કહ્યું કે, "આ મૈયાઓના હાથની જ રસોઈ જમીશું." ગૃહસ્વામીએ તે પ્રમાણે વ્યવસ્થા કરી. બે સ્ત્રીઓએ ઉત્તમ રસોઈ તૈયાર કરી અને એક સ્વચ્છ ઓરડામાં બે આસન નાંખી, ભોજનના બે થાળ મુકયા. પછી ગૃહપતિ હાથ જોડી, "જમવા પધારો" કહી તે બે સાધુઓને તે ઓરડામાં લઇ ગયો. શ્રી કૃષ્ણે કહ્યું, "અહીં તો માત્ર બેજ પાટ માંડયા છે. અમારી સાથે ગૃહપતિએ પણ જમવું જોઇશે; ત્રીજો પાટલો લઈ આવો."

તરત જ તે બે સ્ત્રીઓ ઉઠી. પાટલો લાવીને મુકયો અને ભોજન પીરસી થાળી રાખી. આ જોઇ. શ્રી કૃષ્ણે કહ્યું, "તમારે ત્યાં અમે અતિથિ છીએ, જો તમે અમારી સાથે ભોજન નહિ કરો, તો અમે જમ્યા વગર ચાલી જઇશું."

તે યુવક મહા વિપદમાં આવી પડયો અને વિચાર કરવાને માટે તેણે થોડો સમય માગ્યો. શ્રી કૃષ્ણે તેમ કરવા અનુમતિ આપી. યુવક ઘરના બીજા માળ પર જઈ વિચાર કરવા લાગ્યો કે, " કીયો અપરાધ મહાન ? જો હું ભોજન નથી કરતો, તો સાધુઓ ભોજન કર્યા વગરે ક્ષુબ્ધ મને ચાલી જાય છે. જો હું ભોજન કરૂં છું તો સત્યચ્યૂત થાઉં છું—સત્યનું પાલન નથી કરતો. બન્ને અપરાધ મહાન છે. કોઈ પણ જાતનો અપરાધ કરવા હું તૈયાર નથી. આમ કરવું હોય તો મારે શું કરવું જોઇએ ? જો આત્મહત્યા કરૂં તો બન્ને અપ-રાધમાંથી બચી જાઉં છું. લાવ્ય ત્યારે આત્મહત્યા જ કરૂં." આ પ્રમાણે તેણે વિચાર કરી તરવાર હાથમાં લઇ આત્મહત્યા કરીને આ સમસ્યા છોડી.

સ્વામીને આવતાં વાર થતી જોઇ મોટી સ્ત્રી બીજે માળે ગઇ. જોયું તો સ્વામીનું લોહીલગ્હાણ શરીર જમીન પર પડયું છે. સ્વામીવિયોગ સહ્ય ન કરી શકવાથી તેણે પણ તે જ તરવાર લઇ, પોતાનું ગળું કાપી નાંખ્યું. સ્વામીને તથા પોતાની ભગિનીને પાછાં ફરતાં આટલી બધી વાર જોઇ, તે ન્હાની સ્ત્રી પણ ઉપર ગઇ. જોયું તો પોતાના પતિ અને પોતાની બ્હેનનાં શવ પડયાં છે. તે જોઇ તેણે પણ તરવાર લઇ આત્મબલિદાન કર્યું.

આણી તરફ પરમાત્મા શ્રી કૃષ્ણે જોયું કે, ગૃહસ્વામી કે કોઇ પાછું ફરતું નથી અને વિલમ્બ બહુ થયો છે, ત્યારે તેમણે અર્જુનને કહ્યું કે, " બન્ધુ, ચાલો જોઇએ કે આ વિલમ્બ શાથી થાય છે. છે શું, તે તો જોઇએ."

બન્ને જણ ઉપર ગયા. જોયું તો ત્રણ જણનાં લોહી લગ્હાણ મૃત શરીર જમીન પર પડ્યાં છે. આ જોઈ અર્જુને

તીવ્ર ઉત્કંઠાથી પુછ્યું, "લીલામય! તમારી આ બધી શી લીલા છે?"

શ્રી કૃષ્ણે પાર્થને સઘળી હકિકત કહી સંભળાવી અને ઉમેર્યું કે, "આ માણસે સત્યની રક્ષા માટે આત્મબલિદાન કર્યું છે. પ્રતિજ્ઞાભંગનો દોષ ન આવે, તેથી પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે તેણે પોતાના પ્રાણની પણ પરવા કરી નહિ. એમ કરવા માટે ત્રણે જણે પોતાના પ્રાણનો ભોગ આપ્યો છે."

દયાળુ પ્રભુએ તે મૃતદેહ પર થોડું પાણી છાંટયું. ત્રણે જણ તે જ ક્ષણે બેઠાં થયાં. શ્રી કૃષ્ણે કહ્યું, "તમને હવે નવજીવન પ્રાપ્ત થયું છે. પૂર્વ જીવનની વાત અને પ્રતિજ્ઞાને ભૂલી જાવ. હું જ તમારો હસ્તમેળાપ કરૂં છું. તમે હવે સ્વામી-સ્ત્રીરૂપે સુખથી સંસાર માંડો."

શ્રી કૃષ્ણે તે બન્ને યુવતીઓના હાથ યુવકના હાથમાં સમર્પી કહ્યું, "ચાલો, આપણે હવે સાથે ભોજન કરીએ."

આવા લોકોત્તર સાધુ કોણ છે, તે જાણવાનું તે યુવકને તીવ્ર કૌતૂહલ થયું. તે સમજી અર્જુનને વિદાય થતી વખતે કહ્યું કે, "ત્રિલોકના નાથે આજે આવીને તમારે ત્યાં આતિથ્ય ગ્રહણ કર્યું છે. તમારા જેવું ભાગ્યવાન બીજું કોણ હોઇ શકે! તમે સત્યનું પાલન કર્યું છે, તેથી તમારા પર તેઓ પ્રસન્ન થયા છે. આ માતાઓ (સ્ત્રીઓ) પણ અતિશય પતિ-પરાયણ છે તેથી તેમની વાસના પણ પૂર્ણ થઇ અને તેની સાથે સાથે પ્રભુએ મારા ગર્વનો પણ ભંગ કર્યો."

બાબાએ કહ્યું કે, "ઉત્કટ ઇચ્છા અને દઢ પ્રયત્ન વગર ચિત્તશુદ્ધિ અને બ્રહ્મચર્ય કદાપિ કાળે સંભવિત નથી. આ પ્રમાણે ઉત્કટ ઇચ્છાની સાથે સાધના અને અભિમાનશૂન્યતા

હોય તો જ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. બાબાએ દૃષ્ટાંતરૂપે એક બીજી વાત કહી સંભળાવી:—

એક ગાઢ જંગલમાં એક સાધુ તપસ્યા કરતા હતા. આ વનમાં એક કઠિયારાનો સુંદર બાળક લાકડાં એકઠાં કરવા આવતો હતો. સાધુને જોઈ તેના મનમાં ભક્તિ પેદા થઈ. તેને વળી એમ થયું કે સાધુની કંઇ સેવા કરવી; પરંતુ, સેવા કરવાનું સામર્થ્ય તેનામાં ન હતું. તેનાથી જે બની શકે તેમ હતું, તે તે કરવા લાગ્યો. તે દર દિવસે સાધુને ધુણી જગાવવાને માટે એક લાકડાનો ભારો નાખી જતો હતો. એક દિવસે તે સાધુએ કહ્યું, "બાળક, તું શા માટે મહામહેનતે એકઠો કરેલો કાષ્ટનો ભારો અહીં નાખી જાય છે? તેમ કરવાથી તને કંઇ લાભ થાય તેમ નથી."

"હું આપની પાસે કંઇ લાભની આશા રાખતો નથી. આપની સેવા કરવાથી મને પરમ સંતોષ છે. મારાથી આપની બીજી કંઇ સેવા થઇ શકે એમ નથી; તેથી, લાકડાનો ભારો નાખી જાઉં છું."

આ સાંભળી સાધુ ઘણા ખુશી થયા અને તેને કહ્યું કે, "તું રાજધાનીમાં જા. ત્યાં રાજપુત્ર એક શિક્ષક પાસે વિદ્યા ગ્રહણ કરે છે. તે શિક્ષક પાસે જઇ તું રાજવિદ્યા ગ્રહણ કર."

"પણ તે મને રાજવિદ્યા શા માટે શીખવાડે?"

"તેનો ઉપાય હું તને બતાવું છું."

તે બાળકને શું કરવું, તે શીખવી વિદાય કર્યો. રાજધાનીમાં આવી. તે બાળક સાધુના ઉપદેશ પ્રમાણે, દરરોજ એક લાકડાનો ભારો શિક્ષકને ઘેર આપી જવા લાગ્યો; પરંતુ, તેનું મૂલ્ય તે માગતો ન હતો. તે રાજગુરુની સ્ત્રી એમ ધારતી હતી કે

સ્વામીએ કઠિયારા સાથે કંઈ બંદોબસ્ત કર્યો હશે. એક દિવસે શિક્ષક હાજર હતા, તે વખતે તે લાકડાનો ભારો નાંખી ગયો. શિક્ષકે પોતાની સ્ત્રીને પુછ્યું કે, " એને પૈસા આપ્યાને ?"

સ્ત્રીએ કહ્યું, " શું કહ્યું ? હું તો કોઇ દિવસ પૈસા આપતી નથી. ઘણા દિવસથી તે દરરોજ લાકડાંનો ભારો નાંખી જાય છે. હું તો એમ સમજી હતી કે, તમે કંઇ તેની સાથે બંદોબસ્ત કર્યો હશે."

બીજે દિવસે જ્યારે તે બાળક ભારો નાંખવા આવ્યો, ત્યારે તેણે તેને બોલાવ્યો અને પુછ્યું, " શા માટે તું રોજ રોજ લાકડાંનો ભારો નાંખી જાય છે અને તે બદલ શા માટે પૈસા લેતો નથી ? તારી ઇચ્છા શી છે ? "

" મને પૈસા પણ જોઇતા નથી અને આપનો ઉપકાર પણ જોઇતો નથી. મારે તો આપની સેવા કરવાનો અભિલાષ છે."

" તારાં કોઇ સગાં સંબંધી છે ? "

" આ જગત્‌માં મારૂં કોઇ નથી." તે શિક્ષકને બાળક પર પ્રેમ ઉત્પન્ન થયો, અને તેણે કહ્યું, " વારૂ, તો તું મારે ઘેર રહે."

બાળક શિક્ષકને ઘેર રહેવા લાગ્યો. સેવા ચાકરીથી તેણે ગુરૂપત્નીને વશ કરી લીધી. તેણે તેને ઉત્તમ વસ્ત્ર અને ખાવાનું આપવા માંડ્યું. પણ, તે લેવાની તેણે ના પાડી. છેવટે ગૃહિણીએ પુછ્યું; " ત્યારે તારે શું જોઇએ છીએ ? "

બાળકે કહ્યું, " મા, જો તમને મારા પર વ્હાલ થતું હોય તો મને યોગ્ય શિક્ષણ મળે-વિદ્યા પ્રાપ્ત થાય, તેવી વ્યવસ્થા કરી આપો. "

બાળકના વ્યવહારથી ગૃહસ્વામી પણ સંતુષ્ટ થયો હતો; તેથી, તેણે તેને શીખવવાનો આરંભ કર્યો. બાળકની અસાધારણ બુદ્ધિ અને સ્મૃતિ જોઇ ગુરૂ ઘણા રાજી થયા અને તેને ઘણીજ સંભાળપુર્વક શિક્ષા આપવા લાગ્યા. એટલું જ નહિ પણ રાજ્યવિદ્યાલયમાં ઉપયુક્ત શિક્ષણને માટે તેને દાખલ કર્યો. આણી તરફ ગુરૂપત્ની પણ તેની સેવાથી પ્રસન્ન થઇ, પુત્રવત્ તેનું પાલન કરવા લાગી. તેમને પુત્ર નહતો; તેથી, ઘણા એમ માનવા લાગ્યા કે, આ તેમનો જ પુત્ર છે. રાજકુમાર આજ વિદ્યાલયમાં ઘણા વખતથી શીખતો હતો; છતાં, આ બાળક પોતાના અસામાન્ય અધ્યવસાયને લીધે તેનાથી આગળ વધી ગયો.

પાસેના એક રાજાએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, જે કોઇ વિદ્યાર્થી પરીક્ષામાં સર્વથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે, તેને તેની એકની એક કન્યા પરણાવશે. એ રાજાને પુત્ર હતો નહિ; તેથી, જમાઇ જ ભવિષ્યમાં ગાદીનો માલેક થવાનો હતો. રાજવિદ્યાલયમાં કઠોર રાજનીતિ સમ્બન્ધી પરીક્ષા લેવાનો આરંભ થયો. રાજપુત્રોની સાથે આ પ્રિયદર્શન બાળક પણ પરીક્ષામાં બેઠો. કઠિયારો છે, એમ કોઇ જાણતું ન હતું. ઘણાક તેને રાજગુરૂનો પુત્ર સમજતા હતા. પરીક્ષામાં બાળક પહેલે નંબરે અવતીર્ણ થયો. આથી પેલા રાજાએ આ બાળકને પોતાના અમાત્ય પદને માટે પસંદ કર્યો. તે યુવકની બુદ્ધિમત્તા અને કાર્યકુશળતાથી સંતુષ્ટ થઇ રાજાએ ભારે ધામધુમથી પોતાની કન્યા તેને પરણાવી અને તેને મંત્રીપદે સ્થાપ્યો. આ કાર્ય પણ તે એવી કુશળતાથી કરવા લાગ્યો કે, રાજા અતિ પ્રસન્ન થયો.

કેટલાક સમય પછી રાજાએ દેહત્યાગ કર્યો; ત્યારે આ યુવક રાજ્યસિંહાસન પર આરૂઢ થયો. તેને પ્રથમથી જ



૧ શ્રી રતનદેવજી. ૨ શ્રી હુજરાનંદજી અવધૂત. ૩ સ્વામી શ્રી હસદેવજી અવધૂત.
૪ .શ્રી વિશુદ્ધાનંદજી અવધૂત. ૫. શ્રી અચિંત્ય ભગવાન.

સત્કાર્યમાં અનુરાગ હતો. હવે તેના હાથમાં વિપુલ સંપત્તિ આવવાથી તેનો સારાં કાર્યોમાં વ્યય કરવા લાગ્યો. તેના સુખની સીમા ન રહી. ઘેર પ્રેમમૂર્તિ સ્ત્રી, અનુગત ભૃત્યો, અનુરક્ત પ્રજા, જનહિત સાધના માટે વિપુલ સંપત્તિ, એ સર્વ તેની પાસે હતું. તેના સદનુષ્ઠાનથી સઘળા જણ તેના પ્રત્યે ખૂશ હતા. એક દિવસે એકાંતમાં બેસી તે તેના પૂર્વજીવન સંબંધી વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને જણાયું કે, એકદમ સામાન્ય અવસ્થામાંથી આજ સિંહાસનારૂઢ થયો છું. પહેલાં તે કેવો નિકૃષ્ટ હાલતમાં હતો અને આજ તે શ્રેષ્ટ અવસ્થામાં વિરાજે છે! અધ્યવસાયથી શું પ્રાપ્ત થતું નથી? જો રાજવિદ્યા શીખી રાજા થવાય તો બ્રહ્મવિદ્યા શિખવાથી બ્રહ્મપ્રાપ્તિ અવશ્ય થાય.

આ પ્રમાણે વિચાર કરી તેણે મંત્રીને બોલાવ્યો. મંત્રી આવીને હાથ જોડી ઉભો રહ્યો. રાજાએ તેને પોતાના જીવનનો ઇતિહાસ કહી સંભળાવ્યો. બાદમાં તેણે કહ્યું કે, "યોગ્ય ગુરૂના અભાવે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ નથી; માટે યોગ્ય ગુરૂની તપાસ કરવી."

થોડા દિવસ વીત્યા પછી મંત્રીએ ખબર આપી કે રાજ્યના એક જંગલમાં એક મહાન સાધુ રહે છે. રાજ્યનો બંદોબસ્ત કરી, સૈન્ય, સામંત, ઠાઠમાઠ સાથે રાજા સાધુનાં દર્શન માટે નીકળ્યો.

સાધુના આશ્રમ પાસે આવતાં સાધુના એક સેવક સાથે મુલાકાત થઇ. રાજાએ તે સાધુના શિષ્યને કહ્યું કે, "જાવ, જઇને સાધુને ખબર આપો કે આ દેશનો રાજા તેમનાં દર્શન કરવા આવ્યો છે." શિષ્ય અંતરમાં ફુલાતો ગુરૂને સમાચાર આપવા દોડયો; કારણ કે, રાજાના વૈભવથી અને દ્રવ્યથી તેનું મન લુબ્ધ થયું હતું. સાધુએ તો રાજાને દર્શન

આપવા કે સુંદર ભેટ ગ્રહણ કરવા અનિચ્છા દર્શાવી. ખિન્ન અંતઃકરણે, તે શિષ્યે રાજાને પોતાના ગુરુનું કથન જણાવ્યું. રાજા આથી નિરસ્ત થયો નહિ. તેણે ઘણી પ્રાર્થના કરી. છેવટે રાજાને દર્શન આપવા સાધુ સંમત થયા પણ આઠ દિવસ પછી. આ સાંભળી રાજા આનંદથી પોતાની રાજધાની પ્રત્યે પાછો ફર્યો.

મહેલમાં આવ્યા પછી રાજાએ વિચાર કરીને જોયું તો તેને જણાયું કે સાધુસંતનાં દર્શન કરવા જવા માટે, એટલા સામંતો અને એટલા મોટા સૈન્યને સાથે લઇને જવું, એ ઉચિત નથી. આઠમે દિવસે જ્યારે ફરીથી પોતે સાધુદર્શને નીકળ્યો, ત્યારે, તેણે પોતાની સાથે સામંતો અને માણસો લીધા; પણ, પહેલાંના જેટલાં નહિ. વળી રાજાનો પોશાક ત્યાગી તેણે સામાન્ય વેષ ધારણ કર્યો હતો આશ્રમમાં પહોંચતાની વાર પેલા શિષ્યની માર્ફત સંદેશો મોકલ્યો. આ વખતે પણ સાધુએ દર્શન આપવા ના પાડી. રાજાએ ફરી ફરીને પ્રાર્થના રૂપે સંદેશો મોકલ્યો. સાધુએ કહેવરાવ્યું કે 'આઠ દિવસ પછી આવજો.' રાજા ગૃહભણી પાછો ફર્યો.

ઘેર આવ્યા પછી રાજાએ વિચાર કર્યો, તો તેને જણાયું કે, આ વખતે પણ અહંકાર, અભિમાનનો ત્યાગ કરીને સાધુદર્શને જઇ શક્યો નથી. શા માટે એટલાં પણ માણસો સાથે જોઇએ? એમ વિચાર કરીને ફરી આઠમો દિવસ આવ્યો, ત્યારે, તે એકલો સાધુનાં દર્શન કરવા ગયો. સાધુના આશ્રમ આગળ પહોંચતાં જ પેલો શિષ્ય મળ્યો અને તેની સાથે તેણે પોતાના આવાગમનનો સંદેશો મોકલ્યો. આ વખતે સાધુએ તેને દર્શન આપ્યાં. રાજાએ પ્રણામ કરી નિવેદન કર્યું કે, "હું તત્ત્વવિદ્યા શીખવા માટે આપની પાસે આવ્યો છું."

સાધુએ કહ્યું કે, "બ્રહ્મવિદ્યા શીખવાને માટે હજી સુધી તમારામાં યોગ્યતા આવી નથી; તેથી, હું તમને દીક્ષા આપી શકતો નથી. તમારા અંતરમાં અહંકાર અને અભિમાન હજી સુધી રહેલાં છે."

"અહંકારનો નાશ શી રીતે થઇ શકે?" રાજાએ પુછ્યું.

"સાધુસેવાથી." સાધુએ જવાબ આપ્યો.

રાજા સાધુસેવા માટે આશ્રમમાં રહી ઘઉં વીણી દળવા લાગ્યો. આ પ્રમાણે કામ કરતાં ૭ મહિના વીતી ગયા. તે દરરોજ અતિ આનંદથી કઠોર પરિશ્રમ કરી સાધુને માટે ઘઉં દળી લોટ તૈયાર કરતો હતો આ લાંબા સમયમાં સાધુએ રાજાને એક દિવસે પણ પુછ્યું નથી કે, તેં આહાર કર્યો છે કે નહિ?

આમ લાંબો સમય વ્યતીત થયા પછી, રાજાના મનને એમ થવા લાગ્યું કે હવે કંઇક બદલો મળશે ખરો. જે દિવસે તેણે મનમાં એમ વિચાર કર્યો તે જ દિવસે એક ભિક્ષુકે આશ્રમમાં આવી ધાંધલ કરી. રાજાએ ક્રોધ કરી તેનો તિરસ્કાર કરી, આશ્રમમાંથી તેને હાંકી કાઢ્યો. સાધુને આની ખબર પડતાં તેણે રાજાને કહ્યું કે, "તારા જેવો ક્રોધી આ આશ્રમમાં રહેવાને યોગ્ય નથી—તું અહીંથી ચાલ્યો જા."

આશ્રમમાંથી હાંકી કાઢતાંની વાર રાજા બહાર ચાલી નીકળ્યો; પણ, તે રાજધાનીમાં પાછો ગયો નહિ. તેણે વિચાર કરીને જોયું તો જણાયું કે, તેના સિદ્ધિના માર્ગમાં કંટક હોય તો ક્રોધ અને અહંકાર છે. આ બે દુરંત રિપુ પર શી રીતે જય મેળવવો? તેણે મનમાં નક્કી કર્યું કે, ભિક્ષા માગી જે મળે તે પર નિર્વાહ કરીશ અને ગમે ત્યાં પડી રહી રાત વ્યતીત કરીશ. આમ વિચાર કરી તે રસ્તામાં ભટકવા લાગ્યો.

એક વૃદ્ધ સ્ત્રી ભજીયાં વેચી પોતાનો નિર્વાહ કરતી હતી. ફાટેલાં જીર્ણ વસ્ત્ર, ધૂળથી ભરેલું શરીર, એવા વેષે ભિક્ષાન્નજીવી રાજા આ વૃદ્ધ સ્ત્રીનાં દ્વાર આગળ આવી લાગ્યો અને ભિક્ષા માગી. વૃદ્ધા ભિક્ષા તો આપતી હતી, પણ, બદલામાં કામ કરાવી લેતી હતી. રાજાને તેણે ભજીયાં તળવાનું અને સગડીમાંનો દેવતા ઠીગરી ન જાય તે જોવાનું કામ સોંપ્યું. ભજીયાં તળતાં પેણામાંથી બહાર જમીનપર જે ભજીયાં પડી જાય તે અને તેની કણિયો એકઠી કરી, તેનું તે ભક્ષણ કરતો હતો. આ પ્રમાણે તે પોતાના દિવસ ગુજારવા લાગ્યો. એક દિવસ અતિશય ભુખ લાગવાથી, તેને ભજીયાં ખાવાનું મન થયું. ચુલામાંનો દેવતા નિવરી ગયો છે, તે તરફ તેનું લક્ષ રહ્યું નહિ. સહસા તે ડોશી ત્યાં આવી અને જોયું કે ભજીયાં તો સત્યાનાશ થઇ ગયાં છે, અને રાજા (રાજાવેષી ભિક્ષુક) તે કાઢી કાઢીને ખાય છે. તે ડોશીને ભારે ગુસ્સો આવ્યો અને એક કમડાળ લઇ. રાજાને જોરથી મારી. રાજાના શરીરમાંથી લોહીની ધારા વહેવા લાગી. તે ખૂઢ્ઢીની ખૂમો સાંભળી કેટલાંક માણસો ત્યાં દોડી આવ્યાં. ત્યાં એકઠાં થયેલાં માણસોમાંના કેટલાકે રાજાને ઓળખ્યો. બે ચાર જણે જઇ રાજગૃહમાં ખબર આપી. રાજાએ તે વૃદ્ધાનો દોષ લેશમાત્ર પણ લેખ્યો નહિ. તે જન સમુદાયમાંથી સરી જઇ, ધીમે ધીમે તે સાધુના આશ્રમના દરવાજા આગળ જઇ ઉભો રહ્યો. આ વખતે તે સાધુની કૃપાથી વંચિત રહ્યો નહિ. તેણે રાજાને દીક્ષા આપી. રાજા દ્રઢ પ્રયત્ન, ગાઢ અનુરાગ અને એકાંતમાં ભક્તિસાધન વડે સિદ્ધિ પ્રાપ્ત કરી શક્યો.

આખ્યાયિકા પુરી કરી બાબાએ કહ્યું કે, " શુભ કાર્યમાં ઉત્કટ અર્થાત્ તીવ્ર ઇચ્છા જોઇએ અને તે ઉપરાંત ચિત્તમાંથી

મલિન અભિમાનને પણ દૂર કરવાની આવશ્યક્તા છે. આ માર્ગ ક્રમણ કરવાની જેઓને ઇચ્છા હોય, તેમણે ઉત્કટ ઇચ્છા, દૃઢ પ્રયત્ન અને અત્યંત ધૈર્ય રાખવાની જરૂર છે. એ સિવાય કાર્ય સિદ્ધ થવાની સંભાવના નથી.

બાબાએ એક દિવસ કહ્યું હતું કે, "સતત બ્રહ્મ-અભ્યાસની અતિશય જરૂર છે. હું સત્, ચિત્, આનંદ સ્વરૂપ આત્મા છું–પરમાત્માથી ભિન્ન નથી."

બાબાએ એક શ્લોક સંભળાવ્યો હતો—

तच्चिंतनं तत्कथनं अन्योन्यत्र प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥

તેનું જ ચિંતન, કથન તેનું, તે વિણ કંઇ ના જાણવું;
કહે બ્રહ્મનો અભ્યાસ વિબુધો તેના મહિ નિત્ય રાચવું.

બાદમાં બાબાએ એક દુહો પણ સંભળાવ્યો—

સતત બ્રહ્મઅભ્યાસતે મલવિક્ષેપકો નાશ;
જ્ઞાન દૃઢ નિર્વાસના જીવન્મુક્તિ પ્રતિ ભાસ.

એક ભક્તભૈયાએ બાબાને પ્રશ્ન કર્યો કે-નિષિદ્ધ કર્મ તે શું?

બાબાએ ઉત્તર આપ્યો કે, "શાસ્ત્રમાં જે નિષિદ્ધ* કહ્યું છે તે નિષિદ્ધ."

---

*કર્મ બે પ્રકારનું છે–એક 'વિહિત' છે અને એક 'નિષિદ્ધ' છે. પુરૂષની પ્રવૃત્તિના નિમિત્ત જેનું સ્વરૂપ વેદે બોધન કર્યું છે, તે 'વિહિત કર્મ' કહેવાય છે. અને પુરૂષની નિવૃત્તિ જેણે બોધન કરી છે, તે 'નિષિદ્ધ કર્મ' કહેવાય છે. સ્વભાવસિદ્ધ જે ક્રિયા છે તે કર્મ નથી; કેમકે, વેદે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના નિમિત્ત બોધન જે કર્યું છે; તે કર્મ કહેવાય છે. 'ઉદાસીન

બાબાએ એકદા સેવિકાને ઉપદેશ આપ્યો હતો કે, સર્વદા સત્કથન કરવું, સર્વને માટે મંગળ કામના કરવી; પરનિંદાને ત્યાગવી. પરનિંદાથી મન મલિન થાય છે. જેનાથી કરીને હૃદયમાં દ્વેષભાવ ઉત્પન્ન થાય, તેવા વિચારનો ત્યાગ કરવો. ચિત્તમાં અનાસક્ત અને સંતોષની રક્ષા કરવી જોઇએ.

બાબાએ કહ્યું કે,–લક્ષ્મી ચિરદિન ચંચલા છે. તે કોઇ એકાદ સ્થળે બદ્ધ થઈ રહેતી નથી; માટે, તેનો સદ્વ્યય કરવો જોઇએ. ધનનો ચાર રીતે–ચાર પ્રકારે વ્યય કિવા ક્ષય થાય છે.* ૧ ધર્મ, ૨ તસ્કર, ૩ અગ્નિ, ૪ નૃપ. જો સારાં કામમાં અર્થનો વ્યય ન થાય તો બાકીના ત્રણ માર્ગમાંથી એક માર્ગે તેનો ક્ષય અવશ્ય થવાનો; માટે, અધિક દ્રવ્યનો સંચય ન કરતાં તેનો સારા કામમાં વ્યય કરવો, એજ યોગ્ય છે. અમારા ગુરૂ મહારાજ પણ કહે છે કેઃ–" જો કુપના જળને વપરાશમાં ન લેવામાં આવે તો, તે દુર્ગંધવાળુ થઇ

* ~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~~

ક્રિયા– વિહિત અને નિષિદ્ધથી શેષ રહેતી સહજ ક્રિયા; રાગ-દ્વેષથી રહિત, ગમનાગમન–શૌચાદિ ક્રિયા–કર્મ નથી. એથી બે પ્રકારનું કર્મ છે, ત્રણ પ્રકારનું નહિ. ' વિચારસાગર ' પૃ. ૧૯૦

અનુવાદક

**दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।**
**यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥**

ધનની સ્થિતિ ત્રણ પ્રકારની થાય છેઃ દાન, ભોગ, અગર નાશ; જે મનુષ્ય દાન કરતો નથી અગર જાતે ઉપભોગ કરતો નથી તેના ધનની ગતિ ત્રીજી થાય છે–અર્થાત્ કે નાશ પામે છે– " ભર્તૃહરિ."

અનુવાદક

જાય છે. જેમ જેમ તેને વપરાશમાં લેવામાં આવે, તેમ તેમ નીચેથી નિર્મળ જળ ઉપર આવે છે." જો ઘરમાં અધિક દ્રવ્યનો સંચય કરવામાં આવે છે, તે ગૃહસ્થીના અંતરમાં પ્રબળ ભોગવાસના ઉત્પન્ન થાય છે અથવા તો દંભ પેદા થાય છે અને તેનું મન સંકોચાઈ બને છે.

સાધુ બાબાએ એક દિવસે અમને કહ્યું હતું કે, માયિક વસ્તુમાં વાસ્તવિક રૂપે કદી પણ સુખ નથી. પ્રકૃત સુખનો આધાર કે ઉત્સ વા મૂળ, આનંદસ્વરૂપ આત્મા છે. મનને કોઈ પણ પ્રકારે એકાગ્ર કરીએ તો આત્માના આ સુખની અનુભૂતિ થાય છે. માયિક વસ્તુ વડે જીવ સુખાનુભૂતિ કરી શકે છે, તેનું કારણ એ છે કે, ઇચ્છાનુરૂપ વસ્તુ પ્રાપ્ત થાય છે એ સમયે અલ્પ ક્ષણને માટે, ઇચ્છાનો અભાવ હોય છે; અને ઇચ્છા વા વાસનાનો અભાવ થતાં, મન તેટલી ક્ષણ માટે એકાગ્ર બને છે. એના પરિણામે સુખાનુભૂતિ થાય છે. મન જ્યારે વિશેષ ચચળ બને છે, ત્યારે, તેનામાં સુખાનુભૂતિની કે રસાસ્વાદનની વિશેષ ક્ષમતા હોતી નથી. વાસના વા ઇચ્છા વડે મન કેવળ તરંગાયિત થાય છે-ડહોળાઇ જાય છે અને માત્ર તેની ઉત્તેજના વધે છે. આ કારણને લઇને વાસના વા ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ. બાબાએ કહ્યું કે, "સ્વાર્થના વિચાર, ફાલતુ ચિંતા, ફાલતુ વાત, ફાલતુ કર્મનો ત્યાગ કરી મનને સદા પરમાત્મામાં એકાગ્ર અને સ્થિર કરવા અભ્યાસ કરો, મનના પ્રવાહને તેની તરફ વાળો, તેમ કરવાથી શાંતિ અને આનંદને પ્રાપ્ત કરશો."*

*..............................

જો મન માયહિ માય રહે નિત,
તો મન બૂડત માયકે રૂપા;

બાબાએ એકદા કહ્યું હતું કે,

હિત અનહિત પશુ પક્ષીઓ જાના,
માનુપ તિંન ગુન જ્ઞાન નિધાના.

અર્થાત્ હિતકારી શું છે અને અહિતકારી શું છે તે તો પશુ પક્ષીઓ પણ સમજી શકે છે. વિચિત્ર તો એ છે કે ગુણનો નિધાન મનુષ્ય તે સમજી શકતું નથી. બાબાએ કહ્યું કે, જો કોઇ પોતાના મનમાં શુભ કામના કરે તો અન્યના હૃદયમાં તેની છાયા પડે છે; જો તેના મનમાં ભ્રાંત વિચાર કે ખોટી ધારણા હોય તો દૂર થાય છે.

બાબાએ દુહો સંભળાવ્યો હતો કે,

ફિકર સબકો ખા લિયા ફિકર જગતકો પીર;
જો ફિકરકો ફાકા કરે, ઉસકા નામ ફકીર.

અર્થાત્ કે, ફિકર સર્વને ખાઇ ગઇ છે. ફિકર જગતનો પીર છે. જે ફિકરની ફાકી કરે છે તેજ ખરો ફકિર છે.

બાબાએ એકદા કહ્યું હતું કે,

પરમાતમસે આત્મા, જૂદા રહે બહુ કાલ,
સુંદર મેલા કર દિયા, સદ્‌ગુરૂ મિલે દલાલ.

અર્થાત્ કે, આત્મા અને પરમાત્મા બહુ સમય સુધી જુદા રહ્યા. જ્યારે સદ્‌ગુરૂ રૂપી દલાલ મળ્યા ત્યારે તેમણે બન્નેનો મેળાપ કરાવી આપ્યો.

---

સુંદર જો મન બ્રહ્મ વિચારત,
તો મન હોતહિ બ્રહ્મસ્વરૂપા
"સુંદરવિલાસ"

અનુવાદક

# દ્વિતીય તરંગ

ઠાકુરે આગળ એક દિવસે કહ્યું હતું કે—ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાંનીવાર વિવિધ દુઃખનો આરંભ થાય છે. જેમ જેમ દિવસ જતા જાય છે તેમ તેમ નવાં વધારે બંધનો અને દુઃખની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. છેવટે જરાગ્રસ્ત શરીર ત્યાગ કરતી વખતે, મૃત્યુમૂર્છાની વેળાએ સમસ્ત જીવનવ્યાપી સંસ્કાર એક પછી એક સન્મુખ ખડા થાય છે. મૃત્યુ પછી જીવના અંતર્નિહિત વિવિધ ભોગતૃષ્ણાને લઇને જીવને ફરીથી દેહ ધારણ કરી આ દુઃખમય સંસારમાં ફરીથી આવવું પડે છે. આથી કરીને મનને વિષયમાંથી અનાસક્ત કરી "હું શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિર્વિકાર અને મુક્ત છું—હું આનંદરૂપ આત્મા છું, શા માટે હું માયાને આધીન થાઉં? હું માયાપાશને છિન્ન કરી જોડી દઇશ"—એ પ્રમાણે કોઇ વિચાર કરે, તો આ પ્રમાણે અનવરત ચિંતનનું ફળ તેના મનમાં દૃઢતાથી બેસે. પછી ધીમેધીમે માયાપાશ છિન્ન થાય અને આ સંસારમાં ફરીથી તેને આવવાનું રહે નહિ. આ ઉપાયથી જ જીવને રક્ષણ મળી શકે. પરમજ્ઞાન* પ્રાપ્ત કર્યા સિવાય મુક્તિ મળવાનો કદાપિ સંભવ નથી."

* ज्ञान विहीने सर्वमतेन मुक्तिर्न भवति जन्म शतेन

श्रीमच्छंकराचार्य

બાબાએ કહ્યું હતું કે-જો કોઇ બહારથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે તો તેથી કંઇ ફળ થતું નથી. મનથી આસક્તિ કાઢી નાખવી, મનથી વાસનાને ઉખેડી નાખવી, તેનું નામ ત્યાગ છે. બહારથી ગૈરક વસ્ત્ર-ભગવાં કપડાં ધારણ કરી સંન્યાસ દાખવવો અને અંતરમાં ભોગવાસના કે આસક્તિનું પોષણ કરવું તેથી કંઇ ફળ નથી.

વૈશાખની અષ્ટમીને દિવસે બાબા પદ્મા નદીમાં સ્નાન કરી આવી કવિ ગુલાબસિંહ કૃત એક પુસ્તક વાંચતા હતા. અમે બાબાના ચરણમાં ફૂલ મુકી એકએક પ્રણામ કર્યા. બાબાએ ગુલાબસિંહકૃત એ દુહો વાંચી સંભળાવ્યો.

બાબાને તેનો અર્થ પુછતાં કહ્યું કે-મોટા મોટા તપસ્વી કહેવરાવવાનું જેઓ અભિમાન રાખતા હતા, તેઓને વિષયનો સંગ થતાં, તેમનું પતન થયું છે, અભિમાનને અંગે તેઓ માયાને આધીન થાય છે. કવિ ગુલાબસિંહ કહે છે કે, જે મૂર્ખ છે, તેઓ જ અભિમાન રાખે છે. જે વાસ્તવિક રીતે

---

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते

भ. गी. ४-३३

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम्॥

गी. ५—१६

જેઓનું એ અજ્ઞાન આત્મજ્ઞાન વડે નાશ પામ્યું છે. તેઓનું તે જ્ઞાન સૂર્યની પેઠે પ્રકાશીને પરબ્રહ્મનું દર્શન કરાવે છે.

ગી. ૫-૧૬

અનુવાદક

તપસ્વી, વિદ્વાન કે ગરિષ્ટ છે, તેના ચિત્તમાં અભિમાન હોતું નથી અને તે નમ્ર હોય છે. જ્યાં સુધી સંપૂર્ણ રીતે અભિમાનનો ત્યાગ ન થાય ત્યાં સુધી ધર્મભાસ યતો નથી.

બાબાને પ્રશ્ન કર્યો કે, "કોઈ એકાદ વસ્તુનો ત્યાગ કરવાથી જો મનમાં અહંકાર ઉદય પામે, તો શા ઉપાયથી તેનું નિવારણ થાય?" તેઓએ જવાબ આપ્યો કે, 'આ સર્વ પરિદૃશ્યમાન પદાર્થ જયારે મારા નથી તો, 'તેનો ત્યાગ કર્યો' એવું અભિમાન શોભાજનક નથી. જે વસ્તુ પ્રથમથી જ મારી નથી, તેનો મેં ત્યાગ કર્યો તેને માટે તે વળી અહંકાર કે અભિમાન શું?" અમારા ગુરુ મહારાજે કહેલું કે, કોઇ વિષયને માટે અભિમાન કે અહંકાર ઉદય થાય તો ઉંચું જોવુ. વિચાર કરવો કે, "મારા કરતાં કેટકેટલાં ધનવાન, રૂપવાન, વિદ્વાન, શ્રેષ્ટ અને બહુ ગુણવાળા માણસોના આ જગતમાં અભાવ નથી; તો સામાન્ય સંપત્તિનો અધિકારી થઇ અહંકારથી ફુંગરાઈ ઉઠું છું, એ શું?" તેમણે એમ પણ કહ્યું હતું કે, "આ સંસારની સકળ વસ્તુ પરમાત્માની છે; મારૂં તો કંઈ જ નથી."

મૌન રહેવાથી શું ફાયદો થાય છે, એવો બાબાને પ્રશ્ન કરતાં તેમણે જણાવ્યું હતું કે—મૌની થવાથી તિતિક્ષા આવે છે. અર્થાત્ કે અપમાન, ક્ષાંત વગેરે સહન કરવાની શક્તિ વધે છે અને મનમાં ક્ષમારૂપી ગુણની વૃદ્ધિ થાય છે. બીજું કંઇ ન થાય તો મનન કરવાની સુવિધા થાય છે અને વિચાર પણ ગાઢ થાય છે.

એકદા બાબાએ ગુજરાતી ભાષાનો એક દુહો કહી તેનો આ પ્રમાણે અર્થ કહી સંભળાવ્યો હતો—નિદ્રાવસ્થાનું સ્વપ્ન જાગૃત અવસ્થામાં સંપૂર્ણ નાશ પામે છે, અર્થાત્ કે, તે

